# શ્રી ભજન ભંડાર.

## શ્રી મંગલાચરણ

### ૧ ભજન

બલીહારી રસીયા, ગીરધારી, સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી [ટેક]
વાંસલડી વાગી એવા, ભણકારા વાગે છે,
વ્રજ વાટ લાગે હવે ખારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦
જમુનાંના કાંઠો વહાલા, ખાવાને દોડે છે,
અકળામણ દે છે હવે ભારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦
વૃંદાવન કેરી શોભા તમ વીણ અમને તો,
નજરે દીઠી નવ લાગે સારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦
ગોવર્ધન તોળ્યો વહાલા, ટચલી આંગળીએરે,
અમ પર ઢોળ્યો ગીરધારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦
બાઇ મીરા કહે છે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
પ્રહાય કરી લેજો શુધ્ધ મારી–સુંદર શ્યામ હો તજી અમને,
મથુરાના વાસી, આવા ન બનીએજી–બલીહારી૦

## ૨ રાગ—નદકે લાલા હો મતવાલા.

વિઘ્ન હરન ગવરીકે નંદન, સમરૂ સદા સુખકારી—ટેક
જીસે સુમરનસે પાપ કટત હે, નિરમલ હો મતી મોરી—વિ૦
અવગુન બહોત ગુન નહિ એકે માફ કરો ચુક મોરી—વિ૦
નિરમલદાસ સંતનકો સેવક, બિનતી કરૂ મે તોરી—વિ૦

## ૩ રાગ કાલીગડો.

ભજ મન ગોવિંદા, ગોવિંદાહારે તુ છોડ જગતકા ફંદા—ટેક
નિરાકાર નિરલેપ નિરંજન, સત્‌ચિત્‌ આનંદા [૨]
જાકો બ્રહ્માદિક મુનિ ગાવે, પાવે સુખકંદા—ભજ૦
રામ કૃષ્ણ પરબ્રહ્મ સનાતન, ગાવત મુનિવૃંદા [૨]
તાકો જો અવતાર કહત હે, સો નર મતિમંદા—ભજ
સદ્‌ગુરૂ કરુણા કરહી મીટાયો, મમ ભવ દુખ ફંદા [૨]
દેવકૃષ્ણ પદ પુરણ પાયો, એહી પરમાનંદા—ભજ૦

## ૪ રાગ—પામ્યો પામ્યો પદમણી

ભૂલીભૂલી મૂર્ખ તુ ઈશને, જતી વૃથા કરે જીંદગાની,
હારે જતી વૃથા કરે જીંદગાની—ટેક
પુણ્ય પ્રભાવે દેહને પામી, પ્રારબ્ધ યોગે સમૃધ્ધિ જામી,
નથીનથી અંતર એકરે, તુજસાથે કંઈ આવવાની—ભૂલી૦
ઉદય તેનો અસ્ત લે માની, જાણી લે અંતે થાવુ છે ફાની,
ચેતીચેતી મૂર્ખકર યત્નરે, જેથી થાએ સફળ જીંદગાની—ભૂલી૦

## ૫ રાગ દાણલીલા.

સીતાપતી રામની સેવા, જાણો મન મીઠા મેવા રે
કમાઈ તુ શી કમાયો, ગીરધરલાલ ન ગાયો રે
બેઠા બેઠા ફેરવ્યુ નાણુ, ન જાણ્યુ રાત ને વહાણુ રે
માળા તને ન ગમે દીઠી, નિદ્રા તને લાગે મીઠી રે
ડહાપણ તો રાટ વાળ્યો ધર્મનો માર્ગ ટાળ્યો રે
ચતુરાઈ ચૂલે પડી હરિ ભજવાની આ વડી રે
જોબનીયુ અટક્યુ લટક્યુ, ઘડી એક ચારનુ ચટકુ રે
જુવાનીના જોરમા માતો, હીંડે છે રંગમા રાતો રે
કાયા તારી કાચનો કુપો, હાડે ત્યારે દેશનો સુબો રે
પરપોટો ફુટી જાશે, શી ગતિ તાહારી થાશે રે
આવ્યો ત્યારે લાભ લેવા, જાશે ત્યારે મુળગુ ખોવા રે
આવ્યો ત્યરે બાધી મુકી, જમડા લેશે લુટી રે
કહુ છુ તો કર્મ ફુટયા, કરી લે અનુગ્રહ પુરા રે
રાવણ સમ લંકાપતી, મંદોદરી રાણી સતી રે
પવન ઘેર ભરે પાણી, નવે ગ્રહ બાધ્યા તાણી રે
એવા નર ગયા ઉડી, પછાડે ધુળની મુઠી રે
સગુ તારૂ સુખનુ બેલી લેશે નાણાની થેલી રે
અલંકાર અળગા રહેશે, કાષ્ટમા મુકી દેશે રે
કંદોરો તો છોડી લેશે, પછાડી રડીને રહેશે રે
દયારામ દાસ કહે છે, ભજે તેનો તોલ રહેછે રે

## ૬ રાગ-રાસડો

સાર છે સાર છે સાર છેરે, સીતારામ રટણમાં સાર છે-ટેક
મનુષ્ય દેહ પામીને રામ વિસાર્યો, ધિક્ક તેનો અવતાર છેરે-સી
મનુષ્ય દેહ પામીને સ્મરણ ભૂલ્યો, તેને કલ્યાણની વાર છેરે-સી
કુસંગ કરનારનો સંગ કર્યાથી, જમનો મોટો માર છેરે-સી
લક્ષ ચોરાસીના ફેરાએ ફરતા મનુષ્ય દેહ છેલ્લો અવતાર છેરે-સી
કહે હરિજન ગુરૂ પ્રતાપે, રામ રટ્યાથી ભવપાર છેરે-સી

## ૭ ભજન.

સીતા અને રામજીરે સંસારસિંધુ તારશે રેજી,
કરી લ્યોને ભજન તણોરે વેપાર —સીતા૦ ટેક
સમજુ અને શાણારે, રામરસ ચાખજો રેજી
એ તો દેશે સુખ અપરમપાર —સીતા૦
રઘુનાથ રૂપાળારે, સુંદર વનશ્યામ રેજી
એતો પ્રભુ, દશરથનારે કુમાર—સીતા
રામજી રૂપાળા રે, જનકજીના જામાત્ર રેજી
જાનો ગઇ મિથીલાપુરીરે મોઝાર—સીતા
વાલેશના સ્વામીરે,હરિ અંતરજામી રેજી
કરજો મારી વારૂ જગત કિરતાર—સીતા

## ૮ ભજન

રઢીઆળા રૂપાળા રે, નંદજીના લાલજી રેજી,
એ તો મારા વાહલાજી છે મમપ્રાણ —રઢીઆળા૦

મધુર મધુર રે બોલે મીઠું માવજી રેજી
ચાલે કાઇ, લચક મચક રૂડી ચાલ—રઢીઆ૦
ઘનશ્યામ મૂર્તિ રે, રાધાજીના વાલમા રેજી,
કરે કેલી, જમુનાજીને તીર—રઢીઆળા૦
વાલેરાના સ્વામી રે, બગીવાલા કાનજી રેજી,
દેજો દરશન, કૃપા કરી કીરતાર—રઢીઆળા૦

## ૯ રાગ-ડરમા તુદીલ સાથ

મન રાખ સદા તુજ હાથ, હરિ, મન રાખ સદા તુજ હાથ
મન કરવા દે ઉત્તપાત, હરિ, મન રાખ સદા તુજ હાથ
કુટેવવાળુ, મન છે ભમરાળુ (૨)
વાસનાઓ પોતેમાહે વનાવે એમાથી ઇચ્છા અનેક જણાવે,
વિષયો દેખાય કે તેમા ફસાવે, કર્મો ડગવે ને કાળ ગુમાવે,
છઉ પરવશ એને તાત, હરિ, મન રાખ સદા તુજ હાથ,
હુ નવ ચાહુ, છતા દુખી થાઉ (૨)
તે કરનાર ખરેખર તો તુ, મનનો માલેક તનેજ ગોતુ,
આણી દયા હવે મુજ ભણી જો તુ, સેવકના હિતમા ચિત્ત પ્રોતુ,
થઈ શરણે લાગુ પાય, હરિ, મન રાખ તુજ હાથ

## ૧૦ રાગ-થયા છોરે પતિ.

પ્રભુછે રે સુખકારક નાના અગણિત બહુનામી,
અગણિત બહુનામી દયાળુ અગણિત બહુનામી પ્રભુ૦
પ્રેમ કટાક્ષ ભક્ત નિહાળી, દુર કરો પરિતાપ,

ગુણ ગીતે, ભજી પ્રીતે, શુભ રીતે, એક ચિતે
આ સ્તવન કરે છે મંડલ સર્વે, ઉર ધરજો, સ્વામી–પ્રભુ૦
પાલક બાલક સહુ નીજ જનના ટાળક ભયથી આપ,
દુઃખ હરજો, સુખ કરજો દીલ, ધરજો ન વિસરજો
આ ભક્ત મંડળને ભક્તિ દેજો, હરિ અંતરજામી—પ્રભુ૦

## ૧૧ રાગ–માહાઢ

રે રે શિવ મોગરી, કર સુખકારી, કરૂણાગુ વિશ્વનાથ
તારી સેવા શુભકારી, લેજે સ્વીકારી વિનતિ હમારી,
કહું છું જોડી હાથ                                                    રે રે શિવ મોગરી૦
પાપ હમારા પ્રેલે કરીને આપો અવિચળ સુખ
બાહે ગ્રહીને તારજે શંભુ, પામું નહિ કદી દુઃખ
કહુ  જોડી હાથ                                                    રે રે શિવ મોગરી૦
આશા તમારી અંતર રાખું, ભક્તિ કરૂં દિન રાત,
કામ નડે નહિ સેવા કર્યાથી, ઉરે વિચારૂ વાત,
એવા કલ્યાણકારી, લેજો ઉગારી કરી આભારી,
કહું છું જોડી હાથ                                                    રે રે શિવ મો રી૦
શરણે આવ્યો છુ શિવજી તમારે, મુકી બીજી આશ,
ભક્તિ બતાવો ભાવ ધરીને, રાખો સદા શિવ પાસ,
શીરે જગની ઝારી, રીત છે ન્યારી, શિવજી તમારી,
કહુ છુ જોડી હાથ                                                    રે રે શિવ મોગરી૦

## ૧૨ આરતી

જય જય શિવ ભોળા, પાર્વતી પતિ હો આપ–પ્રભુ પાર૦
જટા વચે છે ગંગા (કોટે) મણિધર સાપ,
હર હર હર મહાદેવ
કૈલાસના છો વાસી, જન શિવ ઓમકાર–પ્રભુ જય૦
બ્રહ્મા વિષ્ણુ સદા શિવ (૨) અર્ધાંગે દાર–હર હર૦
ચંદનનું તીલક છે, ભસ્મ ધરી લલાટ–પ્રભુ ભસ્મ
વનમા શીવજી ચાલ્યા (૨) તપ કરવાને માટ–હર હર૦
ચંદ્ર લલાટે જડીયો, ગળે રૂદ્રની માળ–પ્રભુ ગળે૦
ચાર ભુજા છે રૂડી (૨) ગણપતિ આપનું બાળ હર હર૦
વાઘામ્બરનું આસન, અક્ષમાળ વન માળ–પ્રભુ અક્ષ૦
તપ કરવા શિવ ચાલ્યા (૨) મુકીને જંજાળ–હર હર૦
કરમા રૂડું કમંડળ, ચક્ર ત્રિશુળ છે હાથ–પ્રભુ ચક્ર૦
દુઃખ હરતા સુખ કરતા (૨) એ છે ભોળાનાથ-હર હર૦
નદીના વાહનપર, બેઠા ત્રિપુરારિ–પ્રભુ બેઠા૦
ભકત મનુષ્યને શિવજી (૨) દીધો બુદ્ધિ સારી–હર હર૦
ભોળા શિવની આરતી' હર જે કોઇ ગાશે–પ્રભુ જે કોઇ૦
કહે દાસ હરગોવિંદ (૨) સુખ સંપત થાશે—હર હર૦

## ૧૩, થાળ રાગ બનજારા

નરનારાયણ પ્રભુ પ્યારા, હુ ચરણે લાગુ તમારા [ ટેક ]
ભવદુઃખ તમે હરનારા, સુખ સેવકને કરનારા,

મતિ મારી સુધારનારા, હુ ચરણે લાગુ તમારા—નરનારાયણ૦
પ્રભુ અતર ચદન ચર્ચાવુ, ફૂલ તુલસીની માળા ધરાવુ,
હુ તન મન તમપર વારૂ હુ ચરણે લાગુ તમારા—ન૦
પ્રભુ મેવા મીસરી મગાવુ પ્રભુ પ્રીતથી આરોગાવુ,
એમા ન્યુન જરા નહી લાવુ, હુ ચરણે લાગુ તમારા—નર૦
પ્રભુ પાનસોપારી મગાવુ તજ લવીગ એલચી નખાવુ,
હરિ હેતેથી આરોગાવુ હુ ચરણે લાગુ તમારા—નર૦

## ૧૪ રાગ—માઢ.

રૂડા ધનુષ્યધારી, મુર્તિપ્યારી, લાગે મારી, રઘુપતિ મહારાજ
પ્રભુ પદરજે અહલ્યા તારી, તારી તાડીકા નાર,
સુગ્રીવને ગાજ સમરાવ્યુ, વિભીષણ શીરતાજ,
દીધી લકાની ગાદી, બ્રહ્મ અનાદી, આપ પ્રસાદી,
થયા છે દાસોના દાસ—રૂડા૦
સૂર્ય કુળમા જન્મ લીધો, ઉતાર્યો ભૂભાર,
રૂષિ મુનીના કારજ કાપ્યા ભક્તોનો કીધો ઉદ્ધાર,
છોજી અતર્જામી, ને બહુ નામી, નથી, કઈ ખામી,
કરજો મારા કાજ—રૂડા૦
સત્યાસત્ય હુ નવ સમજુ, સમજુ ન સાર અસાર
પૂર્ણ પ્રમથી પધારી સ્વામી, આપ કરો ઉપકાર,
કાપો કાટ મારો, દાસ તમારો, ઉર માહે ધારો,
ભક્તો ના શીરતાજ—રૂડા૦

દયા તણા દરીયા છો સ્વામી રાજા તણા અધીરાજ,
દાસ વાલેરાની વિનતી સુણજો, દરશન દેજો મહારાજ,
નવ જાણુ હુ નીતિ, આપમા પ્રીતિ, ન કઈ અનીતિ,
રાખો મારી લાજ—રુડા૦

## ૧૫ રાગ ગરબો

મારા વહાલાના વનમાય, વાગે રૂડી વાસલડી,
હુતો ઘેલી કરૂ ઘરમાય, કેણે દીધી સાકલડી (ટેક)
કુભ વિના જળ ભરવા ચાલી, શીર પર મેલી ઉઢાણીરે,
ગરણુ લઇ જળ ગળવા બેઠી [૨] કુભની શુધ્ધ બુધ્ધ ભુલીરે
દોણીયા વિના ગા દોવા બેઠી, નાડી ભી જાણી નવ જાણીરે,
વાછરૂ વાળતા ગોપીઓએ (૨) બાળક બાધ્યા તાણીરે
ઘીરે તાવીને છાશમા રેડયા દુધમા રેડયા પાણીરે,
નેતરૂ લઇ નાવલીઓ બાધ્યો (૨) વરનો ધણી નવ જાણીયોરે
પાત્ર વિનાના ભોજન પીરસ્યા, મોદીક મરચા ભેળીરે,
સાકર વડીના શાક વધાર્યો [૨] એવામા મુંઝ ભેળીરે
સાસુ કહે વહુને વૈતરૂ વળગ્યુ, અવિચરીયા ઉતરાવોરે,
દીયર કહે ભોજાઇને બાયો (૨) એવામા મુંઝ ભેળીરે
તન મન ધન પ્રાણ હરિને, મારો વહાલો મથુરા જાય રે,
રામકૃષ્ણ પ્રભુ એ ન પીતા (૨) વારે તેને સમજાવુ રે



છુપી પોલીસ ગ્રંથમાળા

દિવાળી પછી ] પુષ્પ ત્રીજું [ તૈયાર થશે.

# નીહીલીસ્ટોના પંજામાં

---

લવાજમ બાર પુષ્પના રૂપીઆ ત્રણ આજેજ મોકલી આપો

તુર્તમા ગ્રાહક થનારને મહાભારત નાટક ગાયન

ભાષણ સાથે ભેટ વળી સંવત ૧૯૮૧ ના સાલનુ

કેલેન્ડર પણ ભેટ મળશે

પ્રથમ પુષ્પ બહાર પડી ચુક્યુ છે

# ખૂની કોણ ? સચીત્ર પૃષ્ટ ૧૨૦

છુટક નમુનો મંગાવનારે આઠ આનાની પોસ્ટલ ટીકીટો

એક કવરમા બીડવી પસંદ પડેથી બાકીના

બે રૂપીયા આઠ આના મનીઓર્ડરથી

મોકલી આપવા

## ઠા હરીલાલ અને પ્રાણલાલ

બુકસેલર્સ ટાવર રોડ—સુરત

## ૧૬ ભજન

મોરલી વાગી, મને રામ નામ લેહ લાગી
બસી વાગી, મુને રામ નામ લેહ લાગી-(ટેક)
સદ્દગુરૂ શબ્દ તણી ચોટ લાગી, માયા મોહ નિદ્રા શુ જાગી
તેથી થઇ છુ મગ્સ મોહાણી,
નહી જાઉ આઘી-મુને રામ નામ લેહ લાગી-મોરલી૦
મનડુ સદગુરૂ સાથે મોહ્યુ, ચિત્ત વીત્ત નિશ્ચે ગુપ્તા ગ્રોયુ
ઉલટુ આપ તપાસી જોયુ,
ભ્રમણા ભાગી-મુને રામ નામ લેહ લાગી—મોરલી૦
સદગુરૂ અખડ એક અવિનાશી, સર્વાતીત સબઘટ વાસી,
નહિ જાઉ ગગા જમુના કાશી,
ભઇ અનુરાગી—મુને રામ નામ લેહ લાગી-મોરલી૦
મળીઆ મુક્તરામ સદ્દગુરૂજી, જીનથી પરમાર્થ પર મરજી
ચરણે આવ્યો ધરમગર ધરજી,
મળી મેજ માગી મુને રામ નામ લેહ લાગી-મોરલી

## ૧૭

વ્રજ વ્હાલુ રે વેકુઠ નહિ આવુ રે (૨)
મુને નવ ગમે ચતુર્ભુજ થાવુ રે [૨)
ત્યા નદ કુવર કયાથી લાવુ રે—વ્રજ વહાલુ રે૦
ત્યા લલીત ત્રિભગી નથી ગીરધારી,
સગે સોહે રાધે પ્યારી,
એમને નીરખતા આખ ઠરે મારીરે---વ્રજ વહાલુ રે૦

વ્રજ વસવારે શિવ સખી રૂપે થયા રે,
એવા હરિજનો નયને નીરખી રહ્યા રે,
જેને ઓધવ સરીખા એક સખા થયારે—વ્રજ વહાલુ રે૦
ત્યા જમુના શ્રીગિરિવર છેજ નહી રે,
મારૂ મનજ સત્ય ઠરેજ નહી રે,
મારા પ્રાણ પ્રસન્ન ત્યા રહેજ નહી રે—વ્રજ વહાલુ રે૦
સુખ સ્વર્ગનુ કૃષ્ણ વિના કડવુ રે,
મુને નવ ગમે બ્રહ્મસદન અડવુ રે,
ધિક ધિક એ સુખ પામીને પડવુ રે—વ્રજ વહાલુ રે૦

## ૧૮ રાગ

મને કૃષ્ણ દેખાડો ગોકુળમા મને પ્રભુજી મિલાવો મધુવનમા (ટેક)

મેરી મતિ હેરી, તેરો મર્મ ન જાણે,
વનમા ફરે વ્હેલો તનમારે—મને૦
સકલ બન ઢુંઢયા, સકલ વ્રજ ઘેર્યા
અતિશે ઉદાસી માન તનમારે—મને૦
અમર ચીર પહેર્યા મેઘાબર ઓઢયા,
ફુલડા વીણતી બાગનમા રે—મને૦
ફાટતા ચીરને, હાર મારા તુટયા,
નીર ભર્યારે લોચનમા રે—મને૦
સુગ્નાન પ્રભુ, તીહારે મીલનકુ,
અતીરે ઉલટ માગ મનમા રે—મને

## ૧૯—રાગ માઢ

ગોવિંદો પ્રાણ હમારોરે, મુને જાુગ લાગે ખારોરે,
મુને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવેરે.
મીરાબાઇના મહેલમા, સાધુ સતનો વાસ,
કપટીથી હરિ દુર વસે, માગ સતન કેરી પાસ—ગોવિંદો
રાણાજી કાગળ મોકલે, દેજો રાણી મીરાંને હાથ,
સાધુની સગત છોડીદો મીરા, તમે વસો રાણાજીની સાથ—ગો
મીરાબાઈ કાગળ મોકલે, દેજો રાણાજીને હાથ,
રાજપાટ તમે છોડો રાણાજી, તમે વસો સાધુસગાથ—ગો
વિષના પ્યાલા મોકલ્યા દેજો રાણી મીરાને હાથ,
અમૃત કરી મીરા પી ગયા, જેને સહાય શ્રીવિશ્વનોનાથ—ગો
સાઢવાલા સાઢ શણગારજે, જાવુ સો સો કોશ,
રાણાજીના રાજમા, મારે જલ પીવાનો દોશ—ગોવિંદો
ડાબો મેલ્યો મેવાડને, મીરા ચાલ્યા પશ્ચિમ માય,
સર્વે છોડી મીરા નીસર્યા ,જેનુ માયામા મનડુ ન કાય ગો
સાસુ હમારી સુક્ષમણા, ને સસરો શીલ સતોષ
જેઠ જગજીવન જગતમારે, મારો નાવલીઓ નીરદોષ—ગો
ચુદડી ઓઢુ તો રગ ચુવે, ને'રગ બેરગી હોય,
ઓઢુ હુ કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય—ગો
મીરા હરિની લાડકી રહેતી સત હજુર,
સધુ સગાથે સ્નેહ ઘણો, પેલા કપટીથી દીલ દૂર—ગો

૨૦

સુખડાની માયા લાગીરે, મોહન તારા—ટેક

સુખડુ મે જોયુ તારૂ, જગ સરવે થયુ ખારૂ

મન મારૂ ગયુ ન્યારૂ, રે'—મોહન તારા૦

સસારીનુ સુખ એવુ, ઝાઝવાના નીર જેવુ,

તેને તુચ્છ કરી પૂ-ીએરે-મોહન તારા૦

સસારીનુ સુખ કાચુ પરણી રડાવુ પાછુ,

તેને ઘેર શીદ જઈયે રે-મોહન તારા૦

પરણુ તો પ્રીતમ પ્યારો, અખડ સોભાગ્ય મારો,

રાડવાનો ભય ટાળ્યોરે-મોહન તારા૦

બાઇમીરા બલીહારી, આશા મુને એક તારી,

હવે હુ તો બડ ભાગીરે-મોહન તારા૦

## ૨૧ ભજન

અરજ કરે છે મીરા રાકડી, ઉભી ઉભી,

અરજ કરે છે મીરા રાકડી-ટેક૦

મુનિવર સ્વામી મારે મદીરે પધારો વહાલા,

સેવા કરીશ, દીન રાતડી—ઉભી ઉભી-અરજ

પુલના તે હાર વહાલા, ફુલના તે ગજરા રે,

પુલના તોરાને, ફુલ પાખડી-ઉભી ઉભી-અરજ૦

સાવરે સોનાના વહાલા, સોગઠા ઢળાવુ રે,

રમવા આવો તો, જાય રાતડી-ઉભી ઉભી-અરજ૦

આઈ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ વહાલા,
તમને જોઇ ઠરે છે આખડી–ઉભી ઉભી–અરજ૦

## ૨૨ ભજન

નિત્યનિત્ય ભજીએ અમે તારૂ નામ, તારૂ નામ તારૂ નામરે
પ્રેમરે થકી, અમોને પ્રભુજી મળ્યા હોજી [ટેક)
આણી તીરે ગંગા વહાલા, ઓલી તીરે જમુના રે,
વચમા ગોકળીયુ છે, રૂડુ ગામ, રુડુ ગામ, રુડુ ગામરે–પ્રેમ૦
વંદ્રા તે વનમા વહાલે રાસ રચ્યો છે રે,
મોળસે ગોપીમા એક, ઘેલો કાન, ઘેલો કાન, ઘેલો કાનરે–પ્રે૦
અન્ન ન ભાવે, નયણે નિંદ્રા ન આવે વહાલા,
એજે પધારો હવે, મારા શ્યામ, મારા શ્યામ મારા શ્યામરે–પ્રે૦
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા,
છેલ્લી બાકીના હવે રામો રામ, રામો રામ, રામોરે–પ્રે૦

## ૨૩ રાગ—પુનમ ચાંદની ખીલી

પ્રભુ પાલવ પકડીને, રહીછુ પ્રેમથીરે,
મારા છેલ છબીલા, અંતરના આધાર
ઉભી અરજ કરે, મીરાબાઈ રામને રે—(ટેક)
મારા દાસીપાના દુ:ખ સરવે દુર કરોરે,
શીશ નામુ મારા, સદ્ગુરૂને પ્રણામ,
ઉભી અરજ કરે, મીરાબાઈ રામનેરે
સાસરીઆમા સુખ નહી, મહીયરીયે નહિ માન,

સુખ દુખની વાતડી ધરતુ નથી કોઇ ધ્યાન
હવે નથી રહેવુ, રાણાજીના રાજમારે,
રાણો રોષ ભરેલો, કુડો કપટી રાય–ઉભી અરજ૦

## ૨૪ નરસિહ મેતાની હુડી

મારી હુડી શીકારો મહારાજરે, શામળા ગીરધારી
મારી હુડી શામળીયાને હાથરે, શામળા ગીરધારી
રાણાજીએ ૨૯ કરી, વળી મીરા કેરે કાજ
ઝેરના પ્યાલા મોકલ્યારે, વહાલો ઝેરના જાણહાર રે–શા
સ્થભ થકી પ્રભુ પ્રગટીયા, વળી ધરીયા નરસિહ રૂપ
પ્રલ્હદને ઉગારીઓરે વહાલે માર્યો હરણાકસ ભૂપરે–શા.
ગજને વહાલે ઉગારીઓ, વળી સુદામાની ભાગી ભૂખ,
દોહલી વેળાના મારા વાલમારે, તમે ભકતોને આપ્યા સુખરે–શા.
પાડવની પ્રતિજ્ઞા પાળી દ્રૌપદીના પૂર્યા ચીર,
નરસિહ મહેતાની હુડી શીકારજોરે, તમે સુભદ્રાબાઇના વીરરે,
ચાર જણા તિરથવાસીને વળી રૂપીઆ છે સો સાત
વહેલા પધારજો દુવારકારે, એને ગોમતી નહાયાની ઘણી ખાતરે
રહેવાને નથી ઝુપડુ, વળી જમવા નથી જુવાર,
બેટા બેટી વળાવીઆ રે, મેતો વળાવી ઘર કેરી નારરે–શા.
ગરથ મારૂ ગોપીચદન, વળી તુલસી હેમનો હાર,
સાચુ નાણુ મારે શામળોરે દોલતમા ઝાઝપખાજરે–શા.
તિરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરની માહે,

આ શહેરમા એવુ કોણ છેરે, જેનુ શામળા શેઠ એવુ નામરે
નથી બ્રાહ્મણ નથી વાણીઓ, નથી ચારણ નથી ભાટ,
લોક કરે છે ઠેકડી રે, ન શામળશા શેઠ એવુ નામરે,
તિરથવાસી સૌ ચાલીયા, વળી આવ્યા નગરની બહાર,
વેશ લીધો વણીકનોરે, મારૂ શામળશા શેઠ એવુ નામરે,
હુડી લાવો હાથમા, વળી આપુ પુરા દામ,
રૂપિઆ આપુ રોકડારે, મારૂ શામળશા શેઠ એવુ નામરે,
હુડી શીકારી વાલે શામળે, વળી અરજે કીધા કામ,
મહેતાજી ફરી લખજોરે, મુજ વાણોતર સરખા કાજરે૦

૨૫

પ્યારા ગોવીદના ગુણ ગાશુ, રાણાજી અમે,
પ્યારા ગોવીદના ગુણ ગાશુ (ટેક)
ચરણામૃતનો નીયમ અમ રે, નીત્ય ઉઠી મદીર જાશુ—રા
રાણોજી રૂઠશે તો ગાજ તજાવશે, ભગવત રૂઠેરે મરી જાશુ,
વિષના પ્યાલા, રાણાજીએ મોકલ્યા, અમૃત કરીને પી જાશુ,
રામના નામની ઝાઝ બનાવી, તેમા બેસીને તરી જાશુ,
બાઇ મીરા કહે, પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ પર વારી જાશુ—રાણાજી અમે

૨૬

રાણાજી હુ તો ગીરધરને મનભાવી (૨) ટેક
પુર્વ જન્મની હુ વૃજ ગોપી,

ચુક થતા અહી આવી, રાણાજી માગી (૨) રાણાજી
જન્મ લીધો નૃપ, જયમલને ઘેર,
તમસગે પરણાવી, રાણાજી મુને (૨) રાણાજી
મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ,
આવી લગની લગાવી, રાણાજી મે તો (૨) રાણાજી

૨૭

કાયા કારણ ભેખ લીધો, રાણાજી મે તો કાયા કારણ ભેખ લીધો
રમતોને ભમતો જોગી આવ્યો આગણીયે,
દાસી જાણીને દરશન દીધો—રાણાજી મે તો
ગીરધર વીના મુને, ઘડી નવ ચાલે,
હરી રસ ઘોળી ઘોળી પીધો—રાણાજી મે તો
એરે કામણ મારા, કાનુડાએ કીધા,
સસાર માહે બેડલો લીધો—રાણાજી મે તો
બાઇ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ,
જગલ માહે ડેરો દીધો—રાણાજી મે તો

૨૮

પ્રેમ પીયાલો મે પીધોરે, જીયો સતો—પ્રેમ
આરે જગતડાને જોઇને વારોરે, અમર પછેડો કોણે લીધોરે,
આરે શરીરના, સરવે સુખડારે, તે અમે ત્યાગી દીધોરે,
મારારે મનડાને, બહુ રે સમજાવ્યોરે, જોગ જગલનો મે લીધોરે,
બાઈ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ,
સ્વર્ગાપુરીનો મારગ લીધોરે—જીયો સતો પ્રેમ.

## ૨૯ ભજન,

ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર,
બેડલો પ્રભુ ઉતારે ભવપાર, કર મન ભજનનો વેપારજી–ટેક
પ્રથમ સમરૂ ગણપતિ, સરસ્વતિને લાગુ પાયજી,
દેવના ગુરૂ દેવને સમરૂ (૨) જ્ઞાની જ્ઞાન બતાય–કર મન૦
હાડ જલે જેમ લાકડા, અને બાલ જલે જેમ ઘાસજી
કચન વરણી કાયા જલસે (૨) કોઇ ન આવે પાસ–કર૦
શેરી લગણ તો સુદરી, ઝાપા લગણ માબાપ જી,
તિરથ સુધી બધવો ભાઇ (૨) ખોરીને બાળે હાડ–કર મન૦
માતા તારી જનમ રોશે, બેની બારે માસજી,
તેર દીવસ તારી ત્રીયા રોશે, (૨) જારો ઘરની બહાર–કર મન
જ્યા સરોવર નીર ભરીયા, પ્રથમ ન બાધી પાળજી,
નીર સઘળા વહી જાશે (૨) પાછળથી પસ્તાય–કર મન૦
મારૂ તારૂ મીથ્યા જાણો, જુઠો જગ વહેવારજી
નરસૈયાના નાથને ભજી લો (૨) ઉતારે ભવ પાર–કર મન

## ૩૦ રાગ ભજન,

દવ લાગ્યોરે ડુગરીએ, અમે કેમ કરીએ,
કેમ કરીએરે, અમે કેમ કરીએ, અમે કયા જઇ વસીએ ટેક
હાલવા જઇએ તો વહાલા, હાલી નવ શકીએરે,
બેસી રહીએ તો, અમે બળી મરીએ, અમે બળી મરીએ દવ
આરે વૃતીએ વહાલા, નથી ઠેકાણુ રે,
પ્રવૃતિની પાસે, અમે ઉડી ફરીએ, અમે ઉડી ફરીએ–દવ.

સંસાર સાગર વહાલા, મહાજળ ભરીયો રે,
બાહેડી ઝાલો, નીકર બુડી મરીએ, અમે બુડી મરીએ–દવ
બાઈ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણરે
ગુરૂજી તારે તો, અમે સહેજે તરીએ, અમે સહેજે તરીએ–દવ

૩૧ રાગ ભજન

દીનનો દયાળ છોડી, કોને શરણ જાઉ,
માત તાત જાણી પ્રભુ, ચરણ પ્રત્યે ધાઉ,
પામીને પ્રસાદ પૂર્ણ, કૃત કૃત કૃતાર્થ થાઉ–દીનનો૦
નીતી ભક્તિરૂપ પુણ્ય, તીર્થમા હુ નાહુ
પરમ ઈષ્ટ બ્રહ્મની હુ, સ્તુતિ ગુણ ગાઉ—દીનનો
પ્રભુ કૃપાનિધાનની હુ પૂર્ણ કૃપા ચાહુ,
સકળ સમય નાથ પલ્લવ હુ સાહુ—દીનનો
નમી નમી પરાત્પરા હુ શરણ તારે આવુ
પ્રેમ પુણ્ય અંજલિ, પ્રભુ પદે વધાવુ—દીનનો

૩૨

દામોદર હુ ખડો કયારે પાવલે લાગુ
નંદલાલ નિજાનંદ આપોરે, એ વર માગુ
વાલાજી, હુ છુ પળપળનો અપરાધિ,
ભરેલો આધિ વ્યાધિરે, પાવલે લાગુ—દામોદર
વાલાજી, હુ તો તમારા બળથી ઘણો ગાજુ,
જાણો છો કહુ શુ ઝાઝુ રે, પાવલે લાગુ—દામોદર

વાલાજી, હુ તો જેવો તેવો તો એ તમારો,
આધાર અવર નહિ મારો રે, પ લે લાગુ—દામોદ
વાલાજી, મારૂ જોર નથી, જો તરછોડો,
શુ રૂઠી કરે મ કોડો રે પાવલે લાગુ—દામોદર
વાલાજી, જનનુ માન, જગતમા વધારો,
ગમે તો ઘરમા મારો રે, પ વલે લાગુ—દામોદર
નૃપના ગજઘોડા, મસ્તીખોરને માન મોટુ,
મારે ના માન ખોટુ રે, પાવલે લાગુ—દામોદર
દયાના પ્રીતમ પાણી, ગ્રહ્યા છે તો નિભાવે
મારો દાસપણાનો દાવે રે, પાવલે લાગુ—દામોદર

33

કર પ્રભુ સગાથે દ્રઢ પ્રીતડીરે, મરી જાવુ મેલી ધનમાલરે
અતકાળે સગુ નહિ કોઇનુરે,
સસ્કારે સબધી સર્વે મળ્યારે એ છે જૂઠી માયાકેરીજાળ—અત
મ્હારૂ મ્હારૂ કરીને ધન મેળવ્યુરે તેમા ત્હારૂ નથી તલભાર—અત
સુખ સ્વપ્ના જેવુ છે સસારનુ રે, ત્હેને જોતા ન લાગે વાર—અત
મટે સેવજે તુ સાચા સતનેરે, ત્હારા ટળશે ત્રિવિધના તાપ—અત
એવુ સમજીને ભજ ભગવાનનેરે સુખકારી સદા ઘનશ્યામ—અત
દેવનદનો વ્હાલો દુખ કાપશેરે મનવાછિત પૂરણ કામ—અત

૩૪

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા, તેણે સરવસ ખોયુ,
મારા વાલાજી મહામણી મૂકીને, પથ્થર ચિત પ્રોયુ,

તે અમૃત ઢોળી વિષપીધુ, તે હાથે કામ કુડુ કીધુ,
તે મિથ્યા માતને દુખ દીધુ—દેહ મનુષ્ય ધરી,
તને જાળવીયો જઠરા માહી, તારૂ રક્ષણ કર્યું પ્રભુયે ત્યાહી,
તેને સંભાર્યા સ્વપ્ને નાહી, દેહ મનુષ્ય ધરી,
તે જગતપતીને નવ જોયો કલ્પવૃક્ષ તજી બાવળ મોહ્યા,
તે ઉત્તમ જન્મ એળે ખોયો, દેહ મનુષ્ય ધરી,
એની દેહ અશુદ્ધ, અશુદ્ધ વાણી, જેણે પ્રીત પ્રભુશુ નવ આણી,
એ અધમ જાત પામર પ્રાણી, દેહ મનુષ્ય ધરી,
એને કૃતની સગ્ખા કહીયે, તેના સંગે તે સગ્ખા-થયે,
કહે પ્રીતમ એથી અળગા રહિયે, દેહ મનુષ્ય ધરી

### ૩૫ ગઝલ કવ્વાલી

મન મોહ લીયા શ્યામને, બંસીકો બજાકે,
બેશુધ્ધ કિયા દિલદાગ્ને જુલકોકો દિખાકે
પટ પીત મુકુટ મોરકા, હે લટપટી પગિયા,
ચલતે હુ લટક ચાલસે, ભ્રકુટીકો નચાકે—મન૦
અલમસ્ત કિયા દમમે વ્રજનાગીકો મોહન,
મુરલી કે સાથ કિંકિણી, નુપુરકો બજાકે—મન૦
કુરબાન સનમ તુજપે દિલો જાન હમારા,
રાખો લલિત કિશોરી, ગલેસે લગાકે—મન૦

### ૩૬ ગઝલ કવ્વાલી

મુઝે હે કામ ઈશ્વરસે જગત રૂઠે તો રૂઠન દે
કુટુંબ પરિવાર સુત દારા માલ ધન લાજ લોકનકી

હરિકે મજન કરનેમે, અગર છુટે તો છુટન દે-મુઝે
બેઠ સગતમે સતનકી, કરૂ કલ્યાણ મે અપના,
લોક દુનિયા કે ભોગોમે, મૌજ લુટે તો લુટનદે-મુઝે
પ્રભુકે ધ્યાન ધરનેકી, લગી દિલમે લગન મેરે,
પ્રીત સસાર વિષયોસે, અગર ટુટે તો ટુટનદે-મુઝે
ધરી સિર પાપકી મટકી, મેરે ગુરૂદેવને ઝટકી
વો બ્રહ્માનદને પટકી, અગર ફુટે તો ફુટનદે-મુઝે

૩૭

કેવુ તે વાશે વાણુ, ઘેલા પ્રાણી કેવુ તે વાશે વાણુ
લાડીને લાવુ ને પુત્ર પરણાવુ કાલની વાત ન જાણુ રે-
બળી રાજા કહે લઉ ઇંદ્રાસન યજ્ઞ કીધા નવ્વાણુ -ઘેલા
જગકર્તા જગદીશ ન ઓળખ્યા, ક્ષણુ એકે ન રહેવાણુ રે—ઘેલા
કાયા જૂઠી માયા જૂઠી જૂઠુ તે ઘર કેરૂ નાણુ રે-ઘેલા
સુરદાસ કહે તમે હરીને ભજી લ્યો ઓચિંતુ આવશે આણુ રે,-ઘેલા

૩૮ રાગ ઝીલો ત્રીતાલ.

ગોકુળીયુ નાનુ ગામડીયુ શા માટે આવો શામ
પ્રથમ વિહારી ધેનુ હતી પ્યારીરે,
    હવે તો વિસારી દીધુ નદજીનુ ધામ—ગો,
મથુરાની અદર, મણીમય મદીર,
    ધુળથી રચેલા એવા કેમ ગમે ધામ—ગો

કુબજા નારી કામણગારી
તેનાથી લોભાણા ભુલી ગયા છો તમામ—ગો
કહે કવી પીંગળ, મુરતી છે મગળ,
    મારા મનમા વસો તો, મારે બીજુ શુ છે કામ—ગો.

૩૯

બાપુ પધાર્યા સતધામમા, સૌને કહ્યા જે શ્રી રામરે,
નામ નિશાતની સાનમા અમો જૈશુ ગોવીદ ગામરે—બાપુ
ફૂલ ખીલીને ખરી પડેરે, એવુ કાયાનુ છે કામરે,
માટે ચેતી ચોપે ચાલવુ મૂકી મમતા તમામરે—બાપુ
આજે આનદ મારા અગમારે, પરિબ્રહ્મ વેળા થઇરે
જ્ઞાન રાખીને ગર્વ રાખજે, મત માનો સાચી કહીરે—બાપુ
ધ્યાન હતુ તે સમાઈ ગયુરે, સુરતા થઈ એક તારરે,
સરિતા સીંધુમા ભળી ગઇ, પળમા પામી ભરથારરે—બાપુ
સવત અઢાર નવાણુ વેરે, ઉત્તમ કાર્તી આસો માસરે
શુદી એકાદશી બુધ રાત્રીએ, ગયા ધામ બાપુ રામરે—બાપુ

અવસાન—૪૦

મનજી મુસાફરરે, ચાલો નિજ દેશ ભણી,
મુલક ઘણા જોયારે, મુસાફરી થઇ છે ઘણી,
મધુર જવાનો પથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ,
ફરીને આ માગ મળશે નહિ, એવી છે અવળાઈ,
સમજીને ચાલો સીધરે, ન જશો ડાબા કે જમણી—મનજી

વચ્ચે પ્રામીયા વાટ પાડવાને, બેઠા છે બે ચાર,
માટે વળાવા ાખો બે વણેક ત્યારે તેનો નહિ ભાર,
મળ્યો છે એક ભેદીરે, કહેલી ગતિ સઉ તે તણી—મનજી
માલવહોરો તો વહોરો શેઠના નામનો, થાય ન કાંઈ અટકાવ
આપણો કરતા જોખમ આવે, પ્રાવે ધણીનો દાવ,
એટલા સારૂ રે, ના થાવુ વહોરતના ધણી—મનજી
જોજો જુગત થકી જાવુ છે, કરજો સભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે હવા જઇયે પોતાને ગામ,
સુજે છે હવા એવુ રે, અવધ થઇ છે આપણી—મનજી

પ૩

ભાઇ નામ મનજીને બેસી રહીયે,
આત્મ તેની મગન મનમા થઇ રહીયે—ભાઇ
રામ ને રહેમાન તમે એક કરી જાણજો
હ્રાનુ ને કરીમ એક કહીયે,
વિષ્ણુ બીસ્મીલ્લામા ભેદ નથી ભાઇ, (૨)
અમે અલ્લા અલગ નવ કહીયે
ગફ્રર ગોવિંદ તમે એક કરી જાણો ભાઇ,
મોલા માધવ ગુણ ગઇયે,
હરી હકતાલાનો ભેદ મે તો જાણ્યો [૨]
હવે ચોર શીમા નવ રહીયે—ભાઇ નામ સમજીને
પરવર દીગર પરમેશ્વર એક કરી જાણજો,

નબી નારાયણ ચોટયો હૈયે,
ચોખા ને ચાવલ પણ ડાગર એક (૨)
એવુ સમજે તેના ચેલા થઇને રહીએ—ભાઈ
બાપુ સાહેબ નામ પાક, તેને બીજુ નાપાક,
એવુ સમજાવે કહો કયા જઇયે ?
જે જે પાખડ કરે તેમા પડે તે તો પાછો, (૨)
અમે બ્રહ્મજળમારે નિત્ય નાહીએ. ભાઈ

## માયાનો મોહપાશ—૪૩

હરિ હુ શુ કરૂ રે મારો માયા ન મૂકે કેડો
કોટી કલ્પ સુધી એણે ભમાવ્યો, ભમુ હજુ નહિ છેડો,
મુજથી ન છુટે તે આપ છોડાવો મારો કીયે કાળ નીવેડો–
સેવા સ્મરણ કામ કરૂ, મારો ક્ષણ એ ન છાડે હેડો,
શુ ગજુ મારૂ એ અવિદ્યા જીતી, કરૂ ચરણ કમળ નેડો–
આપ વિના એના સહુ ચેલા, કોને કહુ દુ ખ ફેડો,
દાસ તમરો જાય પ્રેમે ત્યા, પાછો ફરે જયારે તેડો
કગગરી કહુ છુ કૃષ્ણ કૃપાનિધિ, ચરણ પડયો ન ખસેડો
માયાને કામ અગ્નિથી બચાવી, કૃષ્ણ કૃપા જળ રેડો

## માયાનો ભેદ-૫૯

તરણા ઓથે ડુગરરે, ડુગર કોઇ દેખે નહિ,
અજા જુથ માહે રે, સમરથ ગાજે સહી—તરણા
સીહ અજામા કરે ગર્જના, કસ્તુરી મૃગરાજન,

તલને ઓથે જેમ તેલ રહ્યુ છે, કાષ્ટમા હુતાશન
દધી ઓથે ઘૃતજરે, વસ્તુ એમ છુપી રહી— તરણા
કેને કહુ ને કોણ સાભળશે, અગમ ખેલ અપાર,
અગમ કેરી ગમ નહિરે, વાણી ન પ્હોચે વિસ્તાર,
એક દેશ એવોરે બુધ્ધિ થાકી રહે તહી—તરણા
મન પવનની ગતી ન પ્હોચે, છે અવિનાશી અખડ
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ જેણે રચ્યા બ્રહ્માડ
ઠામ કો નહિ ઠાલોરે, એક અણુ માત્ર કહી—તરણા
સદ્ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા પ્રકાશ,
શાશા દોડી સાધન સાથે, પોતે પોતાની પાસ,
દાસ ધીરો કહે છેરે, જયા જોઉ ત્યા તુહી તુહી—તરણા

૪૫

જીવ તુ શીદને ચિતા ધરે, કૃષ્ણને કરવુ હોય તે કરે,
સ્થાવર જગમ જડ ચેતનમા, માયાનુ બળ ઠરે,
સમરણ કર શ્રી કૃષ્ણચદ્રનુ, જન્મ મરણ જાત પરે,—કૃષ્ણને
નવ માસ પ્રાણી કૃષ્ણ ચદ્રનુ, ધ્યાન ગર્ભમા ધરે,
માયાનુ આવરણ કર્યુ ત્યારે, લક્ષ ચોરાશી ફરે—કૃષ્ણને
તુ અતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શુ સરે,
ધણીનો ધાર્યો મનસુબો, હરી બ્રહ્માથી નવ ફરે—કૃષ્ણને
દોરી સર્વની એના હાથમા ભરાવ્યુ ડગલુ ભરે,
જનાર વસ્તુ એણી પેર જાશે, જયમ ગજ કોઠ ગરે—કૃષ્ણને

જેવુ જેટલુ જે જયમ કાળે, છે તેને કર ઠરે,
એમા ફેર પડે નહિ કોઇથી, શીદ કુટાઇ તુ મરે-કૃષ્ણને
તારૂ ધાર્યુ થાતુ હોય તો, સુખ સાચે દુખ હરે,
આપ પણુ અજ્ઞાન કુલ એ, મુળ વિચારે ખરે—કૃષ્ણને
થાવાનુ અણચીતવ્યુ થાશે, ઉપનિષદ ઓચરે,
રાખ ભરૂસો રાધાવરનો, દયા તુ શીને ડરે—કૃષ્ણને

## પ્રભુ ચરણુ ૪૬

રાખોને તમ પાસ, પિતા! હવે રાખોને તમ પાસ,
અન્ય ન માગે દાસ, પિતા! હવે રાખોને તમ પાસ,
પતિત બાલ પડયો ચરણે તવ, પૂરો તેની આશ-પિતા
ગઢ તીમીરથી છાયુ હૃદય આ પ્રકાટાવો સુઉજાસ, પિતા! હવે
આ દીન બાલ ફરી ફરી વીનવે, તમ ચરણે દો વાસ,-પિતા

## આરતી ૪૭

એ હરિ સુદર! એ હરિ સુદર! મસ્તક ધરૂ તવ ચરણ પરે,
સેવક કેરી ભક્તિ ભક્તિ એ, પ્રનીક કેરા નમ ગૌરવે,
દુખિત જનની વ્યથા વ્યથાએ સુખીના આનદે સુદરહે!
મસ્તક ધરૂ તવ ચરણ પરે
કાનને કાનને શ્યામળ શ્યામળ, પર્વતે પર્વતે ઉન્નત ઉન્નત
સાગરે સાગરે ગભીરહે, મસ્તક ધરૂ તવ ચરણ પરે
ચદ્ર સુરજ બાળે નિર્મળ દીપ, જગમદીર તવ ઉજ્જવળ કરે
મસ્તક ધરૂ તવ ચરણ પરે

૪૭

ગગને આજ પ્રેમની ઝલક છાઇરે—ગગને,
ધન્યભાગ્ય તેના જેણે, પ્રેમ પી નીહાળ્યો તેણે
સુખને શુ કહેશે વેણેરે—ગગને આજ
સાભળશે કેણ કહેશે, શા થકી વખાણી લેશે'
ન કહ્યે કહેવાઇ રહેશેરે ગગને આજ
પ્રેમ જે કહી બતાવે, પ્રેમ જે કરી બતાવે,
મણી જેને મન ભાવેરે—ગગને આજ-

૪૯

સતો અમે વહેવારીયા શ્રી રામનામના રે,
વેપારી આવે છે બધા ગામ ગામનારે—સતો
અમારૂ વસાણુ સતો સઉ કોઇને ભાવે, (૨)
અઢારે વરણ જેને હોરવાને આવે—સતો
લાખ કરોડ લેખા નહિને પાર વિનાની પુજી (૨)
હોરવુ હોય તો હોરી લેજો કસ્તુરી છે સોઘી–સતો
આવશે ને ખાતાવહીમા, લક્ષમીવરનુ નામ
ચીઠ્ઠીમા ચતુર્ભુજ લખીયા, નરનઇયાનુ કામ—સતો

૫૦

દેખ્યા હોય તો કહી બતલાવો કયા છે ગુપ્તી ગગા?
ભાઇ, કયા છે ગુપ્તી ગગા
ઘુડ઼ ગુરૂને છુપા ચેલા, નહી દીવસ પગદડા ભાઇ,–કયા છે
આગમ ભાખે કાઈ નવ સુઝે (૨) આપ વખાણે અધા—

ભાઈ આપ વખાણે અધા—ભાઇ કયા
સદગુરૂ મળીયાા, સશય ટળીયા, ને મીટગયા સર્વે ફૂદા
મીટ ગયા સબ ફૂદા-ભાઈ કયા
એક નુરી જન મોતી નીરખ્યા, વચન ગુરૂકા વધા
ભાઈ વચન ગુરૂકા વધા—ભાઇ કયા
દાસ અરજણ જીવણ કે ચરણે (૨) દયા પુરૂષકા ધધા—ભાઈ
મોતી નીરખ્યા, પિયુકુ પરખ્યા (૨) જભી ભયા આનદા-ભાઇ

૫૧

તુ અગાધ તુ અગાધ તુ અગાધ દેવા,
નિગમ નેતિ નેતિ કહે જાને નહિ ભેવા—તુ
બ્રહ્માદિક વિષ્ણુ શકર, શેષહુ બખાને,
આદિ અત મધ્ય તુમહિ કોઉ-નહી જાને-તુ
સનકાદિક, નારદાદિક, શારદાદિકગાવે,
સુરનર મુનિવર ગધર્વ, કોઉ નહી પાવે—તુ
સાધ બિધ થકિત ભયે, ચતુર બહુ શ્યાને,
સુદર દાસ કહા કહે, અતિ હો હૈરાને—તુ

૫૨

ઐસા દેશ હમારા સાધો, ઐસા દેશ હમારા હૈ
અલખ અચિત્ય અરૂપ અનામી ગુણ અવગુણ તો ન્યારા હૈરી—ઐ.
અગમ અગાધ અનત અનાદિ અચલ અખડ અપારા હૈ—ઐસા
સત ચિત્ આનદ પરમ મનોહર, સબ જીવનકા પ્યારા હૈ —ઐસા

મનસે પરે બુદ્ધીસે બાહેર નિર્ભય રામ વિચારા હૈ—ઐસા.
કહેત કબીરા સુનો ભાઇ સાધો, એ પ્રભુ હમ નિરધારા હૈ—ઐસા.

ગઝલ ૫૩.

કૃષ્ણ ઘર નદકે આયે સિતારા હો તો ઐસા હો
કરે સબ પ્રેમસે દર્શન દુલારા હો તો ઐસા હો
બકાસુરકો મસ્લ ડારા, પુતના જાનસે મારી,
કસકો કેશસે ખેચા, ખિલાગ હો તો ઐસા હો
કુદ પાનીકે અદરસે, નાગકો નાથકર લાયે,
ચરણ ફણ ફણપે ધરકરકે નચાગ હો તો ઐસા હો,
તીર જમુનાકે જાકરકે, બજાઈ બ સરી મોહન,
ચલી ઘર છોડ બ્રજનારી, પિયારા હો તો ઐસા હો
રચાઈ રાસ કુજનમે, મનોહર રુપબન કરકે
દેવ દર્શનકો ચલ આયે દિદારા હો તો ઐસા હો
ગયે જબ છોડ ગોકુલકો નહી ફીર લોટકર આયે,
સખી રોતી રહી બનમે, કિનારા હો તો ઐસા હો
પુરી દ્વારાવતી જાકર, મહલ સોનેકે બનવાયે,
હજારો રાનીયા વ્યાહી પસારા હો તો ઐસા હો
કુરૂ પાડવ લડે રણમે, જીત અર્જુનકી કરવાઇ,
બચાઈ લાજ દ્રોપદીકી સહારા હો તો ઐસા હો
ઉતારા ભાર ભૂમિકા સીધાયે ધામ અપનેકો,
યો બ્રહ્માનદ દુનિયાસે નિયારા હો તો ઐસા હો

૫૪

મે ભરોસે અપને રામકે, મે ભરોસે અપને રામકે
ઓર ન હય કછુ કામકે, મે ભરોસે અપને રામકે—મે
જો માગે સો દેતપદારથ વારી જાઉ હરિ નામપે
દોઉ અક્ષર હય સબકુલ તારક અંત દેત સુખ ધામકે—મે
તુલસીદાસ પ્રભુનામ દયાધન, ઓર દેવ સબ નામકે—મે

૫૫

રામ રતન ધન પાયો મૈયા મેતો રામ રતન ધન પાયો
સત સંગત સદ્દગુરૂકી કૃપાસે—[૨] ભાગ્ય બડો બની આયો—મે
ખરચ્યો ન ખુટે વાકો ચોર ન લુટે(૨] દિન દિન હોત સવાયો—મૈ
નીર ન ડુબે વાકુ અગ્નિ ન જાલે તો ધરણી ધર્યે ન સમાયો—મૈ
બાઇ મીરા કહે પ્રભુ ગીરીધર નાગર[૨] ચરન કમળ ચિત લાયો—મૈ

ગજલ કવ્વાલી —૫૬

નામહરીકા લીના નહીંતેને મુરખ કામ નિકામ કીયા—નામ
બાલપણા સબ ખેલનમે, ઔર જોબન કામીની સંગ ગયા
બુઢેહુયે તન ક્ષીણ ભયા, તબ રોગને આય મુકામ કીયા—નામ
તેરે લીયે પરમેશ્વરને, સબ વસ્તુ રચી બહુ ભાતનકી
યાદ કીયા ન કભી ઉસકો, તૈને બાયકે માલ હરામ કીયા—નામ
માનુષ જન્મ મીલા તુજકો, યહ મોક્ષ દુવાર ખુલા જગમે,
ઘરબાર કે કાર વિહારણમે તેને ભુલકે નાશ તમામ કીયા—નામ
કાલ બિતાય ચલા સબહી અબતો, કર શોચ જરા મનમે
બ્રહ્માનંદ બિના પ્રભુકે સુમરે તૈને નામ તેરા બદનામ કીયા—નામ

૫૬

હરી નામ બીના નર ઐસા હય, દીપક બીના મદીર જૈસા હય—હ.
જૈસે બિના લુનકી રસોઇ હય, જૈસે ગુરૂ બિનાકા ચેલા હય—હરી
જૈસે પુરૂપ બિનાકી નારી હય, જૈસે પુત્ર બિનાકી માતારી હય—હ
ગુનકા ઘર પુત્રજ જૈસા હય, ઠુઠ બિના વૃક્ષ બનાયા હય—હરી
જૈસે સૂમ સચરી માયા હય, જલ બિના સરોવર જૈસા હય—હરી

૫૭ ગજલ કવાલી

નાગ હઠ છોડ સખી ચલ સગ મેરે—

નામ લીયા હરીકા જીસને, તૈને ઔરકા નામ લીયા ન લીયા
પશુ પક્ષી સખી જગ જીવનકો, જીસને અપને સમ જાન સદા,
સબકા પરિપાલન નિત્ય કીયા તેને વિપ્રકુ દાન દીયા ન દીયા—નામ
જીનકે ઘરમે પ્રભુકી ચર્ચા, નિત હોવત હે દીન રાત સદા,
સતસગ કથામૃત પાન કીયા, તૈને તીરથ નીર પીયા ન પીયા—નામ
જૈને કામ કીયે પરમારથકે, તનસે મનસે ધનસે કરકે,
જગ અદર કીરત છાય રહી, દીન ચાર વિષેષ જીયા ન જીયા—નામ
ગુરૂકે ઉપદેશ સમાગમસે, જીસને અપને ઘટ ભીતરમે,
બ્રહ્માનદ સ્વરૂપકો જાન લીયા, તેને સાધનયોગ કીયા ન કીયા—નામ.

૫૮ રાગ દેશ

કાયા છે ત્યા સુધી કર સમરણ કિરતારનુ રે,
જતન કર્યું જઠરામા જેણે, તારો દેહ રચ્યો છે તેણે,
તેણે કામ કર્યું છે, અતી ઉપકારનુ રે—કાયા

પ્રસવ થયા પહેલા પય પીધુ, માતાના સ્તનમા રચી દીધુ,
તેણે કારજ સીદ્દયુ તારા આહારનુ રે-કાયા
કાનનેત્ર દીધા છે કેવા, સર્વે અગ અમુલખ એવા,
અત કરણ કીધા છે, વિવિધ વિચારનારે-કાયા
દાત દીધા તને ચાવણુ ચાવવા, અન્ન સરજીયુ ઉદર ભરવા,
કર દીધા કારજ કરવા વહેવારનારે-કાયા
સ્ર-દુર્લભ મનુષ્યા દેહ પામી, લપટ ન થવુ લુણ હરામી,
છોટમ શરણુ ગ્રહી લે, સરજનહારનુ રે-કાયા

૫૯ ગજલ કવ્વાલી

દીન દયાળ દયા કરકે, ભવસાગર સે કર પાર મુઝે ॥
નીર અપાર ન તીર દીસે, કીમ ધીર વરૂ અબ મૈ મનમે
મેરી નાવ ડુબાય રહી મધમે, શરણાગત જાનકે તાર મુઝે-દીનદયાળ
ગ્રાહ બને બલવાન બડે, જલ ઘેર પડે બહુ મારગમે,
બાજ રહી બીપરીત હવા, તુહી એક બચાવન હાર મુઝે-દીન
છુટ ગયા સબ સાથ મેરા, કુછ હાથમે જોર રહા ભી નહી
અબનાથ ન દેર લગાય જરા, નિજ બાહુ પસાર ઉબાર મુઝે-દીન
તેરા નામ જહાજ બડા જગમે, સબ વેદ પુરાણ બતાવતહૈ,
બ્રહ્માનદ જપુ દીન રાત સદા, પ્રભુ કીજીયે પારકિનાર મુઝે-દીન

૬૦ ભજન પ્રભાત

ભજ મન રામચરણ દિનરાતી,
રસના કમ ન ભજે તુ હરીપદ, સુમીરત કયો અલસાતી-ભજ

જાકે કહત દહત દુખ દારૂણ, સુની જીયા તાપ બુઝાતી–ભજ
પડતે શ્રવણ સુયશ રઘુવરકે, અતિ જુડાત હિય છાતી–ભજ
ભ્રાતા સુમત સુશીલસો હરીજન, દેત સલાહ સુહાતી,–ભજ
રામચદ્રકે નામ અમીરસ, સો રસ કાહે ન ખાતી–ભજ
સવત સાલહ સે ઇકતીસા જેઠ સુદી છઠ સ્વાતી–ભજ
તુલસીદાસ યહ બિનય લિખત હૈ, પ્રથમ અરજ કી પાતી–ભજ

## ૬૧ લાવણી

કયા દુનીયા કો દેખ ભુલાયા, જગમે જીવન દિનચારા,
સુન દિલ પ્યારે ભજન કરલે, હરિકા બાર બારા–ટેક
ઇસ દુનીયામે એક બગીચા, રગ રગ કે ફૂલ ખિલે,
કોઈ સાબત કોઇ મુરઝે, કોઇ આજકે હૈ નિકલે,
આગે પીછે બિરજાવેગે, વારી વારીમે સકલે,
કોઈ કીસીકા સગ ન સાથી, આવત જાવત હે ઇકલે
ઇનસે પ્રીત કરે કયા મૂરખ ઈક દિન હો જાસી ન્યારા,
સુન દિલ પ્યારે ભજન કરલે, હરીકા બાર બારા
ઇસ દુનીયામે એક રતન હૈ, મીલતા બારબાર નહી,
જૈસે ફૂલ ગિરા ડાલીસે, ફીર હોતા ગુલજાર નહી,
ઉસકી કીમત હૈ બડ ભારી, જાનત લોક ગવાર નહી,
પરમેશ્વર કે મિલનેકા ફિર ઉસકે બિના દુવાર નહી,
કાચ ખરીદ કરકે બદલેમે, દેકર ઉસકો મતીમારા–સુન.
ઇસ દુનિયામે ઇક પુતલીને, ઐસા ભારી જાલ રચા,

સ્વર્ગ લોક પાતાલ જમીપર, કોઇ ન ઉસકે હાથ બચા,
ક્યા જોગી ક્યા પી- પેગંબર, સબકો ઉસને દિયા નચા,
પૂરા નહી જો ઉસ બંધનમે, સોઈ હૈ નર બીર સચ્ચા,
મોક્ષ માર્ગકે જાનેમે, સો વિઘ્ન બડા દુસ્તર ભારા–સુન
ઇસ દુનિયામે એક અચંભા, હમને દેખા બહુત બડા,
એક છોડકર ચલા જમીકો, દૂજા કરતા હૈ ઝગડા,
વો નહિ મનમે સમઝે મૂરખ, મૈં ભી જાવનહાર ખડા,
ઘડી પલકકા નહી ઠિકાના, કિસકે ભરોસે ભૂલ પડા,
આગે જાનેકા સમાન કરલે, તિયાર નહિ કર બારા–સુન
ઇસ દુનિયામે એક કૂપ હે, જીસકા પાર કોઇ નહી પાવે,
જીસકે ભરને કારણ પ્રાણી, દેશ દિગંતરકો જાવે,
ધ્યાન ભજન ચિંતન ઇશ્વરકા, ઉસકે કારણ બિસરાવે,
દીન ભયા પરઘરમે જાકર, સેવા કર કર મર જાવે,
જીસને બનાયા સોઈ ભરેગા, શોચ ફિકર તજદે સારા,–સુન
ઇસ દુનિયામે એક બીરછપર, પછી કરત બસેરા હૈ,
સાઝ પડે જબ મિલ જાવે, બિછુડે હોત સવેરા હૈ,
ચાર ઘડી કે રહને કારણ કરતે મેરા મેરા હૈ,
એસી બાત ન મનમે લાવે, બસ બસ ગયા બડેરા હૈ,
ક્યા લે આયા ક્યા લે જાસી, વૃથા કરત હૈ હકારા–સુન
ઇસ દુનિયાકે બીચ નિરંતર, એક નદી ચલતી ભારી,
દિન દિન પલ પલછિન છિન ઉસકા બેગ બડા હૈ બલકારી,

પશુ પક્ષી નર દેવ દનુજ, જીસમે દુનિયા બહુતી સારી,
જેને ન [illegible] મે [illegible], [illegible] સબ પચહારી,
બીન ઇશ્વરકે સુમરણ તેરા, કબી ન હોગા નિસ્તારા,–સુન
ઇસ દુનિયામે એક અંધેરા, સબકી આંખમે જો છાયા,
જીસકે કારણ સૂઝ પડે નહિ, કૌન હું મૈં કહાંસે આયા,
કૌન દિશામે જાના મુઝકો, કિસકો દેખકર લલચાયા,
કૌન માલિક હે ઇસ દુનિયાકા, કિસને રચી યહ હે માયા,
બ્રહ્માનંદ જ્ઞાન બિન કબહુ, મિટે નહી યહ અંધારા–સુન.

## ૬૨ રાગ જંગલા તાલ ૩

જન્મ જન્મ કો મૈં દાસ તુમારો, કરૂણાકર અબ તાર મુરારે
ભવસાગર જલતરણ કઠીન હે, કિસવિધ જાઉ પાર મુરારે–જ
તુમ બિન ઔર ન પાલક મેરો, બચક સબ પરિવાર મુરારે–જ
મૈં ગુણહીન દોષ પરિપૂરણ, અપની ઓર નિહાર મુરારે–જ
બ્રહ્માનંદ વિલંબ ન કીજે, સુનિયે મેરી પુકાર મુરારે–જ.

## ૬૩ રાગ જંગલા તાલ ૩

નાથ દિયો અબ દર્શ તુમારે, સકલ કરો પ્રભુ કાજ હમારે
તેજ પુંજ મય અંગ મનોહર, રવિશશિ કોટી લજાવન હારે–ના
શીશ મુકટ મણી જડીત વિરાજે, કાનન કુંડલ મકરાકારે–ના.
શંખ ચક્ર કર કમલ સુહાવે, પીત બસન તન ઉપર ધારે–ના.
બ્રહ્માનંદ ચતુર્ભુજ સુંદર, મંદ હસન હરિ ગરૂડ સવારે–ના.

### ૬૪ રાગ જંગલા તાલ ૩

જય ઠાકર કૈલાસપતી શીવ, પૂરણ બ્રહ્મ સદા અવિનાશી,
અંગ વિભૂતિ ગલે મુંડમાલા, શીશ જટા જલ ગંગ બિલાસી–જ
ચંદ્રકલા મસ્તકપર સોહે, તીન નયન ત્રેલોકય વિકાશી–જ
કર ત્રિશળ પહરે મૃગછાલા, સંગ બને ગિરિજા નિત દાસી–જ
બ્રહ્માનંદ કરો કરૂણા પ્રભુ, ભવભંજન ભકતન સુખરાશી–જ

### ૬૫ ગજલ તાલ દાદરા

જાગ જાગ જાગ, મોહ નીંદસે જરા,
ભાગ ભાગ ભંગ ભોગ જાલસે પરા,
વિષયોકે જાલમે ફસા, છુટે નહી કભી,
જનમ જનમમે વિષય સંગ હોત હૈ સભી, બીજી
બિના વિરાગકે ન ભવ સિંધુ કો તરા—જાગ જાગ જાગ.
વર્ષ ગયા માસ ગયા દિન ગઈ ઘડી,
દુનિયાકે કારખાનેમે ખબર નહી પડી,
નજદીક કાલ આ ગયા મનમે નહી ડરા,— જાગ જાગ જાગ
સંગતસે દેહકી સ્વરૂપકા વિસારિયા,
જગતકો સત્ય માનકે મનકો પસારિયા,
દિનરાત કરે શોચ રાગ દ્વેષમે ભરા—જાગ જાગ જાગ
આપને સ્વરૂપકો બિચાર દેખલે સહી,
ઇશ્વર હૈ તેરે પાસ વો તુજસે જુદા નહી,
બ્રહ્માનંદ યેહી વેદકા સુનલે બચન ખરા—જાગ જાગ જાગ

૬૬ ગજલ તાલ ધમાલ

નજર ભર દેખલે મુઝકો, શરણમે આપડા તેરી,
તેરા દરબાર હે ઉંચા, કઠીન જાના હૈ મજીલકા,
હજારો દૂત મારગમે', ખડે હૈ પથકો ઘેરી—નજર
નહી હૈ જોર પૈરોમે, ન દૂજા સગમે સાથી,
સહાગ દે મુઝે અપના, કરો નહિ નાથ અબ દેરી—નજર
નહી હૈ ભોગ કી વાછા, ન દીલમે મોક્ષ પાનેકી,
પ્યાસ દર્શનકી હૈ મનમે, સફલ કર આશકો મેરી—નજર
ક્ષમાકર દોષકો મેરે, બિરદકો દેખકે અપને,
વો બ્રહ્માનદ કર કરૂણા, મિટા દે જન્મકી ફેરી—નજર

૬૭

જુનુ તો થયુ રે દેવળ જુનુ તો થયુ,
મારો હસલો નાનો ને દેવળ જુનુ તો થયુ,
જુનુ તો થયુ રે પજર પડયુ તો રહ્યુરે-મારો
કુડી કુડી કાયા રામા, જુઠી જુઠી માયારે (૨)
કુડા તો દિલાસા અમને દઇ ગયોરે-મારો
આરે કાનાની સાથે પ્રીત બધાણી રામા (૨)
પડી ગયા દાત રેખુ પડયુ તો રહ્યુ રે-મારો
કાયાનો ગઢ હસા ડોલવાને લાગ્યો રે (૨)
ઉડી ગયો હસ પાજર, પડયુ તો રહ્યુ રે-મારો
બાઇ મીરા કહે પ્રભુ, ગીરધરના ગુણ વાલા (૨)
છેવટમા હૃદયે તેનુ સ્મરણ રહ્યુરે—મારો હસલો

### ૬૮ લાવણી

સભી જાન જગત વહેવાર, રેનકાસુપના,
તુમ કાયકુ કહત હો યાર, ભુલકર અપના,
નીજ માત તાત દારા સુત ભગિની ભ્રાતા,
એ સભી સ્વારથ જાન પરસ્પર નાતા—સભી,
શીર કાળ અચાનકે, ખબર નહી એક પલકી,
કયા કરતે હો અભીમાન, આશ નહીં કલકી

### ૬૯ રાગ ગજલ કવ્વાલી

ધ્યાનકા વાયદા કરકે સજન તેંને, ધ્યાન લગાના છોડ દીયા—ધ્યા
શીશ તલે પગ ઉપરથે, જબ માતકે પેટમે લેટ રહા
તબ ઈશ્વરસે ઇકરાર કીયા, તેંને ભુલકે વો સબ તોડ દીયા—ધ્યા
હેબ ભુલાય ગયા જગકી, રચના સબ સુંદર સાજ બની
ઉસ સર્જનહારકી સાર નહી, તેંને ભોગન મે મન જોડ દીયા—ધ્યા
ઘર કાજ ન બીચ ફસાય રહા, દીન રાત ન માતકી યાદ રહી,
ઉમગ સબ બીતત જાય ચલી, તેંને કયો પ્રભુસે મુખમોડ દીયા—ધ્યા
બારહી બાર કીર જગ ભીતર,, જીવનકી સબ જૂનનમે,
બ્રહ્માનંદ ભજા ભગવત નહીં ભવસાગર મે શીર બોડ દીયા—ધ્યા

### ૭૦

રાગ—નાથ તુમ જાનતોહો સબ ઘટકી—
નાથ વિના સંકટ કોણ નિવારે,
ધર્મ કર્મ અમે નથી કીધા, આવ્યા શરણ તમારે,

દીનાનાથ વિના પ્રભુ અમને, દુ ખથી કોણ ઉગારે-નાથ
દયા ક્ષમાના ગુણ પ્રભુ ધારે, એ વિશ્વાસ અમારે
મંગળમય પ્રભુ પરમકૃપાથી, પાપ સકળ સંહારે-નાથ
દુષ્ટ વાસના દુર કરીને, જ્ઞાન વિવેક વધારે,
વિશ્વપિતા વિશ્વેશ્વર અમને, ભવથી પાર ઉતારે—નાથ

૭૧

સંકટ સર્વ હરો, ભવપતી ! સંકટ સર્વ હરો,
અપરાધો અતિશય મે કીધા, અનુગ્રહ પુર્ણ કરો—ભવપતી
અનન્ય ભાવથી રાખુ તમારો (૨) આશ્રય એક ખરો-ભવપતી
કરજોડી હુ વીનતી કરૂ છુ તે પ્રભુ ચિતે ધરો—ભવપતી.
કરૂણા દ્રષ્ટીથી મુજ હૃદયે, (૩) પ્રેમળ ભકતી ભરો-ભવપતી

૭૨ રાગ ગજલ કવ્વાલી

જાગ મુસાફીર દેખ જગ વોતો કુચકી નોબત બાજ રહી,
સેવત સોવત બીત ગઇ, સબ રાત તુઝે પરભાત ભઇ,
સબ સંગ કે સાથી તો લદ ગયે, તેરે નૈનમે નીંદ બીરાજ રહી—જાગ
કોઇ આજ ગયા, કોઇ કાલ ગયા, જાવન કાજ તીયાર ખડા
નહી કાયમ કોઇ મુકામ યહા, ચીરક લસે ચેહી રીવાજ રહી—જાગ
ઇસ ડેરામે ચોર ચકોર બને નિજ માલકી રાખ સંભાલ સદા,
બહુતે હુશીયાર લુટાય ગયે, નહી કોઇકી સાબત લાજ રહી—જાગ
અબતો તજ આલસકો મનસે કર, સંગ સમાન તીયાર સબી,
બ્રહ્માનંદ ન દેર લગાય જરા, બીજલી સીર ઉપર ગાજ રહી—જાગ

૭૩ રાગ ગજલ કવ્વાલી

પૂરણ બ્રહ્મ સનાતન તુ, મહાદેવ સદા શિવ શકર હે,
અગ વિભુતિ બીરાજ રહી, નિત સગ બસે ગિરિરાજ સુતા
સિર ઉપર ગગ તરગ ચલે, ગલબીચ ભુજગ વીષકર હૈ—પૂરણ•
ચદ્રકલા શુભ મસ્તકમે, દ્રગ તીન મનોહર જુટ જટા,
કટીમે મૃગચર્મ સુહાય રહ્યા, કર બીચ ત્રીશુલ ભયકર હે—પૂરણ
કૈલાસમેં બીચ નીવાસ કરે, ગણ યુથ નિરતર સાથ રહે,
મુનિ ધ્યાન ધરે મન બીચ સદા, સુર વૃન્દ સગી પદ કીકર હે પુરણ
ગુણ ખાન વિમોક્ષ નિધાન સદા, સરણાગત જાન દયા કરકે,
બ્રહ્માનદ કરો પ્રભુ દાન મુઝે, તેરા નામ અપાર સુખકર હે—પૂરણ

૭૪

મીરા મનમોહનશુ માન્યુ, વરિયા વરિયા શ્રી ગીરધરલાલ
જાણે જગ નથી કાઇ છાનુ,
જેમલ રાઠોડની દીકરીરે સુણો મીડના ધામ
રૂપગુણ કોઇ સમોવડ નહી, રૂડુ ધર્યું મીરાબાઇ નામ—મીરા
જોશીયે વાચી જન્મોતરીરે, તેમા લખ્યુ નીકળ્યુ એહ,
વરશે વિશ્વભર નાથનેરે, કરશે નદકુવરજીસુ નેહ—મીરા
ઉધેતપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઈ,
પરણાવીરે વળાવ્યા સાસરે રે, કઈ લોકિક રીતે મીરાબાઈ—મીરા
દેવીને દેતા વધામણા રે ચાલતા, વર કન્યા સહુ જન,
રાણે પારવતીજી પુજીયારે, મીરાનુ તો મોહનમા મન—મીરા

સાસુ કહે સૌભાગ્ય વધેરે, વહુ, નમો શક્તિને પાય,
મીરા કહે મસ્તક મારૂ નહી નમે, વિના શ્રી ગિરિવરધરરાય–મીરાં
સાસુ કે'રે સામી બોલી આજથી, મારે, નથી એ વહુનુ કામ,
પુત્રને કહ્યુ એહને રાખો પરી, એક ન્યારૂ રચાવોએનુ ધામ–મીરાં
એવુ સુણીને મીરા મગન થયારે, ભલુ થયુ ભાગી જજાળ,
સાધુની સગે દિનરેણ નિર્ગમશુ, સુખે સેવીશુ ગાઇશુ ગોપાળ મીરાં
નદનદન સાથ ન્યારા રહ્યા રે મીરા હરીજન આવે ઘણા ઘેર,
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ, હરીને લાડ લડાવે કરે લ્હેર
નણદ આવી મીરાબાઈની પાસે, ભાભી આ શો માડયો ઉત્પાત,
સાસરે રાણાજીનુ કુલ લજાવ્યુ વહુ, મહીએર લજાવ્યા માતતાત મી

અબર આભ્રણ પહેરો અનુપમ, સજો સુદર શણગાર,
મેહેલે પધારો રાણાજી તણેરે, રમી રીઝવી લ્યો ભરથાર–મીરાં
છાપા તીલક આ શી તુલસીની માળા, નાચો ખુદો વેરાગીને વેશ,
સગ મુકી દ્યો સાધુસતનોરે, રાણોજી તો સુણી કરે કલેશ–મીરા
મીરા કહેરે બાઈ કલેશ ટાળવાનો, એકજ છે ઉપાય,
કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય,–મીરા
વળી સોનુ રૂપુ પહેર્યે શુ સુધર્યુ રે, કહાડી નાખો ડાકડમાળ,
છાપા તીલક ધરી સાધુઓમા બેસો, આદર્યો પ્હેરો તુલશીનીમાળ,
તમે પણ જાઓ બિદ સાસરે રે બાઇ વૃથા વગાળો શાને દેહ,
મનગમતા મોહનવર સાથે તમો, સગવ તજીને કરો સ્નેહ–મીરા
કાજો તમારી મતને રે, વૃદ્ધ થયા ગોવિદ ગુણ ગાયે,

ગઇ પળ પાછી ફેરન આવે, મુરખ મુઢ ગમાર,
ભવસાગરની ભુલવણીમા (૨) વીતી ગયા જુગચાર,
ફેરા ફરીને—મળ્યો મનુષ્ય

જઠરા અગ્નિમા જુગતે રાખ્યો, નવ માસ નિરધાર,
સ્તુતી કીધી અલએલાની (૨) બાર ધર્યો અવતાર
માયામા મોહિને—મળ્યો મનુષ્ય૦

કળીયુગ કુડો રંગે રૂડો, (૨) એક નામ આધાર
જપ તપ તીરથ ન કરીયા, કહેતા ન આવે પાર,
કૃષ્ણ કહીને—મળ્યો મનુષ્ય

ગુરૂ ગમ પાયો મનમે સાયો, જુગતિ કરી જદુરાય
ગગાદાસકો જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ
દયા કરીને—મળ્યો મનુષ્ય

## ૧૫૧ ભજન

મન કરી લેને વિચાર, જીવન થોડા,
તારા હરી કથાની માહે, કાન છે બોડા,
અતે જાશો જમપુરીમાહે, જડશે જોડા,
તથી રામનામ સભાર—ટેક

મોર મુગુટ ધર્યો શીર ઉપર, દર્પન કર મોઝાર,
વેઢ વીટીયુ હાર ગળામા (૨) ખુબ ધર્યો શણગાર
પગમા તોડા—મન કરી લેને૦

હસ્તી ઉપર કનક અબાડી, ખમા કરે છડીદાર,
રથ મીનાના ઉંટ પાલખા, (૨) કહતા ન આવે પાર
ચડવા ઘોડા—મન કરી લેને,

લોભ ન મુકે કામ ન ચુકે, ઘર ધંધાની મ્હાય,
મુર્ખ મનવા કંઇ ન બુઝે તીર્થ ગમનની મ્હાય
પાવ છે ખોડા—મન કરી લેને૦

સંસાર સાગર મહા જળ ભરીયો, રામ નામકો ઝાઝ,
ગંગા દાસકું જ્ઞાન બતાયો (૨) રામદાસ મહારાજ,
ખરાની વેળા—મન કરી લેને.

૧૫૨ રાગ કવ્વાલી

થવાનું ના થવાનું કહે, નજુમી કોણ છે એવો
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે
અરે લંકેશ બહુ બળીઓ, થયો બેહાલ ના જાણ્યું,
જગત સૌ દાખલા આપે, સવારે શું થવાનું છે
જુઓ પાંડવ અને કૌરવ બહુ બળીયા ગણાયા છે,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે
થઇ રાજા રમ્યા જુગટું, ગુમાવ્યું પની સૌ સાથે,
અરે થઇ નારી સત્યા તે, કહો શું વાત છાની છે,
જાણ્યું તે ન ગૌતમથી, સવારે શું થવાનું છે
સ્વરૂપે મોહિની દેખી, સહુ જન દોડતા ભાગે,
ભૂલ્યા યોગી થઇ ભોળા, સવારે શું થવાનું છે

થવાનુ તે થવા દેજે, ભલે મદ મસ્ત થઈ રહેજે,
બની મસ્તાન જાણુ ના, સવારે શુ થવાનુ છે
હજારો હાય નાખે છે, હજારો મોજમા મશગુલ,
હજારો શોચમાં છે કે, અમારૂ શુ થવાનુ છે

૧૫૩ રાગ—ભૈરવી

મન તુ ગમાર થામા, દોષમા દબાઇ જા મા—ટેક
રાચ્યુ કેમ નાગરગે, સુખ ભોગ ને પ્રસગે,
સુત મિત્ર ને સગામા, મનતુ ગમાર થામા—મન તુ૦
આ અમુલ્ય જન્મ પામી, હારમા હવે હરામી,
ચર્મ ચુથ કા નકામા, મન તુ ગમાર થામા—મન તુ૦
સાર તુ વિચાર વ્હાલા, ઠેબા ખાય કેમ ઠાલા ?
ઠેકાણા ન રહે ઠામા, મન તુ ગમાર થામા—મન તુ૦
ભવ જળ જાણ ભારે, તે થકી ન કોઇ તારે,
તોરમા હવે તણામા, મન તુ ગમાર થામા—મન તુ
ક્રોધ કામ લોભ ચોર, ચોરે તારૂ ચારે કોર,
મોહ મત્સરે મરામા, મન તુ ગમાર થામા—મન તુ૦
આધિઓ અનેક રાખી, વ્યાધીઓ વિશેષ શાખી,
હાય વોરમા હણામા, મન તુ ગમાર થામા—મન તુ૦
વિવિધ ઉપાધીઓમા, સુખી હોય કોક સોમા,
દીનતા ભરી દગામા, મન તુ ગમાર થામા—મન તુ૦
સુખ દુખ જોઇ જોઇ, દિનરાત રોઇ રોઇ,

ધન જન કાજ ધામા, મન તુ ગમાર થામા—મન તુ૦
તન બળ બુદ્ધિ વિશાળી, વિનય વિવેક વળી,
સમજણુ જાય વામા, મન તુ ગમાર થામા—મન તુ
કેશવ કૃપાળ હરી, શોધી લે વિચાર કરી,
માણુ તુ પછી મઝામા, મન તુ ગમાર થામા—મન તુ૦

૧૫૪ રાગ માઢ

અવતારી છો ગીરધારી, તમ પરવારી, હો સુખકારી, સુદર શ્યામ
વ્રજનારી સર્વ વિસારી, લીએ છે કુજ વિહારી, નિત્ય
તમારૂ નામ—ટેક
મધુવનમા, ગૌ વનમા, ગોપનમા, મુનીજનમા,
અગનમા, દિસો છો આપ
દર્શનમા, પરશનમા, મધુરી મુખલાવનમા, તનમનના, ટાળો
છો તાપ—અવતારી૦
જળમાથી, થળમાથી, બળમાથી, પળમાથી, હાથી રાખ્યો હુશીયાર,
છળમાથી, કળમાથી, કૈરવના દળમાથી, પાડવનો કીધો ઉદ્ધાર—અ૦
દુખ હરવા, સુખ કરવા, ફેરી નહી અવતરવા, રકની સુણજો રાવ,
ચીત ઠરવા, કૃત સરવા, જમડાથી, નહી ડરવા ભવ તરવા,
પીગળનો ભાવ—અવતારી

૧૫૫ રાગ—માઢ

મન હીત તણી શીખ આ સૂણજે, દિલ રહાય ભલે પ્રિય તો ગણજે,
કિરતાર નહિ કેમ યદ કરે, 'બસ એક દિને મરવુ જ ખરે?'—ટેક

ધનમાલ અને ઘરબાર તજી, પડશે જવુ હાય વિના મરજી,
સુતદારા કુટુબ સદા વરજી, પડશે તુજન જવુ આખરજી
જેમ દોર તૂટેજ પતગ પડે, જેમ શુષ્ક થયેલુ પુષ્પ ખરે,
તેમ માન અરે મન મુરખરે "બસ એક દિને મરવુ જ ખરે!"
જન જે નીજ હુપદમા ફરતા, મન મ્હાય શુ મોજ સદા કરતા,
નવ કોઈની શીખ રૂદે ધરતા, પરમેશ્વરથી પણ ના ડરતા
જન તે પણ કાળ ઝપાટે ચડે, જેમ તેતર ઉપર બાજ ફરે,
નવ યત્ન કરે પણ તે ઉગરે, 'બસ એક દિને મરવુ જ ખરે!"
ધર ધ્યાન સદા ધરણીધરનુ નવ કાજ તુ જાણ અરે પરનુ,
પરકાજ વિષે જર વાવર તુ, પરનુ હિત પ્રાણ જતા કરતુ
શીખ "શકર" ની મન ધ્યાન ધરે,

કિ તાર નહિ કેમ સહાય કરે, ?
જગ નાયકનો ભરૂસો કરરે 'બસ એક દિને મરવુ જ ખરે' મન

૧૫૯ રાગ—ગોડી

ગર્વ કીયો સોઇ નર હાર્યો, સીયા રામજીએ,
ગર્વ કીયો સોઇ નર હાર્યો—ટેક
ગર્વ કીયો રત્નાગર સાગરે, નીર ખારો કરી ડાર્યો—સીયા
ગર્વ કીયો ચકવા ને ચકવી, રેન વિયોગ કરી ડાર્યો—સીયા
ગર્વ કીયો અજનીકે પુત્રે, પાવ ખોડો કરી ડાર્યો—સીયા
ગર્વ કીયો હિરણાકસ રાજાએ નોર વધારીને માર્યો—સીયા

ગર્વ કીયો લંકાપતિ રાવણે, દશ મુકુટ કાટી ડાર્યો—સીયા
ગર્વ કીયા આવળકર ફુલડ, લઇન ચમાર કુંડ ડાર્યો—સાચા.
કહેત કબીરા સુને ભાઇ સાધુ, શરણે આયો વાકો તાર્યો—સીયા.

૧૫૭ રાગ–કાલીંગડો

કયા બોલે, અબ કયા બોલે,
મન મગન ભયા, અબ કયા બોલે—ટેક
તેરા સાહેબ હે તુજ ભીતર, બાહેર નેના કયા ખોલે—મન
સુક્ષ્મણા નાડી અમીરસ લાવે, પ્યાલા ભરભર અણુતોલે—મન
હંસે પાયા માન સરોવર, દુજી જગ્યાપર બગ ડોલે—મન
કહત કબીરા સુને ભાઈ સાધુ, સદ્‌ગુરૂ પાયા અણમોલે—મન.

૧૫૮ રાગ—ગઝલ

શ્રીરામ કહેનેકી મઝા, જીસકી જબાપે આ ગયા,
જીવન મુક્ત હો ગયા, ચારો પદારથ પા ગયા—ટેક
લુટી મઝા પ્રહલાદને, ઉસ નામ કે પ્રતાપસે,
નરસીંગ હો દર્શન દીયા, ત્રીલોકમે જશ છા ગયા—શ્રીરામ
એગી ભીલન શીવરી, કીસ પ્રેમસે સુમરન કીયા,
પરમાત્મા ઘર આયકે, ઉન ઝુઠી હાથકે ફલ ખા લીયા–શ્રીરામ.
વાલ્મીકી બડા અધમ, ઉસ ન મરા સુમરન કીયા,
સતકોટી રામાયન કરકે, પ્રભુ પદારથ પા ગયા—શ્રીરામ.
સતકોટી કી તકસીરમે, જબ શંભુને પાયા ઉસે,
જાપે કૃપા ઉનકી ભઈ, સદ્‌ગુરૂને દર્શા દીયા—શ્રીરામ.

સબમે બડા દગ્જા દીયા, ભક્તોકા ઈમ કલીકાલમે,
નરસિંહકી હુંડી દ્વારીકમે, શામ । સીક્ગ દીયા—શ્રીરામ
છા રહી કીરત બીમલ, રૂતુરાજસી સંસારમે,
અબ્ર કે માનીંદ તુલસી, પ્રેમ રસ બસો દીયા—શ્રીરામ.

૧૫૯ રાગ—ગઝલ કવ્વાલી

મુઝે કયા કામ દુનીઆસે, મેરાશ્રી કૃષ્ણ પ્યારા હે,
જશોદા નંદકે નંદન, મેરી આખોકા તાગ હે—મુઝે૦
ઉઠાયા આપને ગિરિવર ઈદ્રકા માન મારા હે,
ગએ જબ આપ મથુરાકો, પકડકર કંસ મારા હે—મુઝે૦
કહે હરીદાસ જીવણજી, પ્રભુકી યાદ આતી હે,
મીલો ગર આપ ખુશ દીલસે, જબી મેરા ગુજાગ હે—મુઝે૦

૧૬૦ રાગ—બીભાસ

વેષ્ણવ જન તો ત્હેને કહીએ, પીડ પરાઇ જાણેરે,
પર દુખે ઉપકાર કરે ને, મન અભિમાન ન આણેરે—ટેક
સકળ લોકમા સહુને વદે, નિંદા તે ન કરે કેનીરે,
વાચ કાછ નિશ્રલ રાખે, તે, ધન્ય જનુની ત્હેનીરે—વૈ૦
સમ દ્રષ્ઠિને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે,
જીહવા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે—વૈ૦
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વેરાગ્ય જેના મનમા રે,
રામ નામ શુ તાળીરે લાગી, સકળ તીર્થ તેના તનમારે—વૈ૦
વણ લોભ કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનુ દર્શન કરતા, કુળ એકોતેર તાર્યા રે—વૈ૦

૧૬૧ રાગ મહેતાનુ શુ મહી મુલ બતાવુ

મસ્તાનારે, દેખ વિચારી દીવાના, તુ સમજ ગુરૂકી–સાના,
નર દેહી અનુપમ પાયારે, બની કંચન જૈસી તેરી કાયારે,
મુખ દેખીરે, દર્પન ક્યા મુસ્કાના, તુ સમજ ગુરૂકી–સાના.
મન રંજન વેષ બનાયા રે, અંગ અત્તર તેલ લગાયારે,
દીલ જાની રે, તામે નાહિ લોભાના, તુ સમજ ગુરૂકી–સાના.
જેસે પુર ચલાહે પાનીરે, તૈસે જાત ચલી તેરી જુવાની,
સુત નારીરે, સબી છોડકે જાના, તુ સમજ ગુરૂકી–સાના
દેવીદાસ બુરાઇ ના કીજેરે, સબ મીની રામ રસ પીજેરે,
સબ છોડેરે, જાય જંગલ બસાના, તુ સમજ ગુરૂકી–સાના

૧૬૨ ભજન

પાપ તારા પ્રકાશ જાડેજા, ધર્મ તારો સંભાળરે,
તારી બેડલી બુડવા નહી દઉ, જાડેજા તોરલ કહેછે રે–ટેક
તોડી સરોવર પાળ સતી મે તોડી સરોવર પાળરે
ગૌધણ તરસ્યા વાળીયા, તોળા દે રે જેશળ કહે છે રે–પાપ
હરણ હણ્યા લક્ષ ચાર સતી મે હરણ હણ્યા લક્ષ ચારરે,
વનના મોરલા મારીયા, તોળા દે રે જેશળ કહે છે રે–પાપ.
લુટી કુવારી જાન સતી મે, લુટી કુવારી જાનરે,
સાત વીસ મોડ બધા મારીયા, તોળા દે રે જેશળ કહેછેરે–પાપ
વાળી ચરતી ગાય સતી મે વાળી ચરતી ગાયરે,

બેન ભાણેજને ડુબીયા તોળા દે રે જેશળ કહે છે રે-પપ
જેટલા માથાના વાળ કાઢા રાણી, જેટલા માથાના વાળરે,
એટલા કુકર્મો મે કર્યા, તોળા દે રે જેશળ કહે છે રે-પાપ.
બોલ્યા જેશળ પીર કાઠી રાણી, બોલ્યા જેશળ પીરરે,
મુને સત ચરણુમા રાખજો, તોળા દે રે જેશળ કહેછેરે-પાપ

૧૬૩ રાગ—રામગ્રી

પઢોરે પોપટ રાજા રામના, સતી સિતા પઢાવે,
પાસે બધાવી પાજરૂ, મુખથી રામ જપાવે—ટેક
પોપટ તાહરે કારણે, લીલા વાસ વઢાવુ,
તેનુરે ઘડાવુ પોપટ પાજરૂ, હીરા રતને જડાવુ—પઢોરે
પોપટ તાહરે કારણે, શી શી રસોઇ બનાવુ,
સાકરના કરી ચુરમા, ઉપર ઘી પીરસાવુ—પઢોરે
પાખ લીલી ને પગ પાકુરા, કોટે કાઠલો કાળો,
નરસૈયાના સ્વામીને ભજો, રાગ કાઢી રૂપાળો—પઢોરે

૧૬૪ ગઝલ સોરઠી

હરદમ કૃષ્ણ કહે, કૃષ્ણ કહ, જણા મેરી,
યહી મતલબકે ખાતીર, કરતા હુ ખીદમત મે તેરી—હરદમ
દહી ઓર દુધ સકકર, દેતા હુ હરબખ્ત તુઝે,
તોભી હરરોજ હરિ નામ, સુનાતી ન મુઝે—હરદમ
મારી જીદગાની ખોઇ, મોહી ગુન્હા માપ્ર તેરા,
દયા પ્રીતમ ભુલે ના નામ, આખીર બખત મેરા—હરદમ.

## ૧૯૫ આરતી

જય દેવ, જય દેવ,
જય જય જગકર્તા, પ્રભુ, જય જય જગકર્તા
ભગવન તુ ભવભર્તા હરકત સહર્તા—જ૦
પુરણ પરમ પરાક્રમી, પ્રભુ વિભુ પરમાત્મા—પ્રભુ વિભુ૦
સકળ કળાધર શ્રીમત (૨) ધીમત ધરમાત્મા—જય૦
તુ સચરાચર સ્વામી બળવત બહુ નામી—પ્રભુ વિભુ૦
વિમળ મડળ વિશ્રામી (૨) ધન્ય અચળ ધામી—જય૦
તત્ત્વ સકળ ગુણ તારા, સર્વ થકી સારા—પ્રભુ સવ૦
અતર્યામી હમારા (૨) પ્રાણ થકી પ્યારા—જય૦
કરૂણા કર ઉપકારી, ધર્મ બિરદ ધારી—પ્રભુ ધર્મ૦
તે ભવ પાર ઉતારી, (૨) અગણિત નરનારી—જય૦
તુજ મહિમા બહુ મોટો, શુભ તારી શક્તિ—પ્રભુ શુભ૦
સુરનર મુનિવર માગે (૨) ભલી તારી ભક્તિ—જય૦
હે હરિ! હરકત હરજો, કરૂણા ઘણી કરજો—પ્રભુ કરૂણા૦
અભય ચરણ આદરજો (૨) ઉર અરજી ધરજો—જયદેવ૦

## ૧૯૬ રાગ—પદ

ચાલો જઇએ દરશન કરવા, ડાકોરમા ઠાકોર બીરાજે છે,
દીનાનાથ દયાળ દામોદર, દરશનથી દુખ ભાગે છે—ટેક
પહેલુ દુખ બ્રહ્માનુ ભાગ્યુ, શખાસુરને મારીને,
શખ નારાયણ બેટમા પેઠા, વેદ લવ્યા ચાર વાળીને,

કચ્છ સ્વરૂપે સાગર મથિયો, ચૌદ રત્ન બહાર કાઢીને,
અમ્રત તો અમરોને પાયુ, વિષ પાયુ વિષ ધારીને,
વરાહરૂપે પૃથવી લાવ્યા આદ્ય નિરંજન આજે છે,
દીનાનાથ દયાળ દામોદર, દર્શનથી દુખ ભાગે છે
પ્રહલાદની પ્રતિજ્ઞા પાળવા, નરહર નરસિંહ રૂપ ધર્યું,
હિરણાકશ્યપુ નખે વધેર્યો વિધિનુ વાકય સફળ થયુ
વામનરૂપે બળિને ચાપ્યા, ઇન્દ્રરાયનુ કાર્ય કર્યું,
છબીલોજી છડીદાર થઇ ઉભા, બલિરાજાનુ ભાગ્ય ભળ્યુ
ફરશી ગ્રહી નક્ષત્રી કીધી, જઇને કોકણુ બીરાજે છે,
દીનાનાથ દયાળ દામોદર દર્શનથી દુખ ભાગે છે.
અનેક દુખ દેવતાના ભાગ્યા, રાજા રાવણ મારીને,
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને,
કૃષ્ણસ્વરૂપે કંસને મારયો, ગોકુળમા ગૌ ચારીને,
મોરલીમા મહા મોહ પમાડયા, ત્રણ લોક નર નારીને,
બુદ્ધરૂપે જગન્નાથજી, ઝગમગ જોત બીરાજે છે,
દીનાનાથ દયાળ દામોદર, દર્શનથી દુખ ભાગે છે.
અકળકળા નવખંડમા વ્યાપી, ઘટઘટમા તમે રમી રહ્યા,
ડાકોરમા ઠાકોર બીરાજ્યા, બોડાણા પર કરી દયા
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા,
ભક્તિ જાણી સારંગપાણી, ગુગળી પાછા ઘેર ગયા,
માખણિયો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે,

દીનાનાથ દયાળ દામોદર, દર્શનથી દુખ ભાગે છે ૪
ઉચુ દેવળ ઉચુ શિખર ઉપર ધજા પૂર ફરે,
જે દરવાજે નોબત વાગે, રત્ના ગીર ત્યા ગડગડે
ગોમતી તીરે સગત તીરે, સગ આવી ત્યા પડાવ પડે,
આઠે દહાડે શુક્રવારે, વાલમનો વરઘોડો ચડે
રણછોડ રસિયો, સૌમા વસિયો સૌને માથે ગાજે છે,
દીનાનાથ દયાળ દામોદર, દર્શનથી દુખ ભાગે છે ૫
ઉત્તર દક્ષિણ પુર્વ પશ્ચિમના, લોક દર્શને આવે છે,
મોટા મોટા સઘવી થઇને સઘ ડાકોરમા લાવે છે
નયણે નિરખુ હૈડે હરખુ, રૂપ ઉપર જાઉ બલીહારી,
શાખ ચક્ર ને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગીરધારિ
સાકર માખણ તુળસીની માળા, નાથ રણછોડને ચઢાવે છે,
ઇચ્છારામના સ્વામી અતરજામી, ભક્તને લાડ લડાવે છે ૬

૧૬૭ ગગ—ગઝલ

હરિ ભજનવિના દુખ દરિયા, સસારનો પાર ન આવે,
જડ બુધ્ધિ જીવ સન્ત વિના, શુધ્ધ માર્ગ કોણ બતાવે
તે અનેકવાર અવતાર ધર્યા, કૈ કર્મ તણા કોઠાર ભર્યા,
અઘ ઓઘ તણા અબાર કર્યા, હરિ૦૧
ફર્યો ચાર ખાણ લખ ચોરાશી, થયો જળચર સ્થળચર ગર્ભવાસી,
માયા બધનથી ન થાકયો નાશી, હરિ૦૨
પામ્યો મનુષ્ય દેહમા નહિરે મણા, ધન ધામ
પુત્ર પરિવાર ઘણા,

હરે ગાઈસે ગુણ ગોવીદ તણા હરિ૦૩
તુ ઝાડ પહાડ જડરૂપ થયો, તે શીતવર્સા સુરતાપ સહ્યો,
તારા કષ્ટનો પાર નવ જાય કહ્યો, હરિ૦૪
દુખ જન્મમરણ એવુ જાણી, શુ બેઠો છુ આળસ આણી
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી- હરિ૦૫

૧૬૮ ભજન

ઉડો કુવો સતો જળ વિના, નિત્ય ભરે પાણીયારી
અમત જુઠુ નવ બોલાયે, બ્રહ્મા જુવોને વિચારીરે—ટેક૦
હેઠે કુભાર ઉપર ચકડો, મે તે ફરતા દીઠો,
કીડી કેરા નેત્રમા હસ્તી જાતો મે દીઠો—ઉડો૦
નદી કેરા નીર ઉલટયા, જઇ પર્વત ચડીયા
હરણે પાસો બાધીયો માહી પારાધી પડીયા—ઉડો૦
હેઠે ભમર ઉપર કમળ છે, માળી છાબમા દીઠો,
તેને પ્રમે વાપરો, ચૌદ લોકમા મીઠો—ઉડો૦
હેઠે ગાગર ઉપર પનીયાની, તે મે ભરતારે દીઠી,
ગોરખ બોલ્યા વિનતી વાણી છે બહુ મીઠી—ઉડો૦

૧૬૯ અખા ભગતના ભજન

એક દીન એવો આવશે, તે સબળ મારા રૂદીયામા સાલેજી
સગારે મીત્રને કારણે, કોઈનુ જોર નવ ચાલેજી
કાઢો કાઢો એને સૌ કરે, જાણે જનમ્યા નોતારે—એક૦

પડતો ઘુઘટ અળગો કરો, રોકયા હશે દરવાજા,
કાળે કાયાનો ગઢ ઘેરીયો, રોકયો દેહનો રાજાજી—એક૦
સોળરે વરસની સુદરી, ઉભી ટગમગ જુવેજી,
આરે કાયામા હવે કાઈ નથી, ઉભી ધુસકે રૂવેજી
વેઢ વીંટીને સાકળા, નાના વીધના વાઘાજી,
કુટુબ મળ્યુ સહુ સામટુ, સરવે લુટવાને લાગ્યાજી,
બેની વળામણુ શેરીયે, માતા ઝાંપેથી વળશેજી—એક૦
સગારે સગા તમે શુ કરો, સગા વળાવીને વળશેજી,
સગરે વન કેરા લાકડા, ભેળા આવી બળશેજી,—એક૦
કોના છોરૂ ને કોના વાછરૂ, કોના માઈ ને બાપજી,
અતકાળે જાવુ એકલુ, સાથે પુન્યને પાપજી—એક૦
એક નહિરે ત્રાપો નહિ તુબડા, નહિ કાઇ ઉતારાનો આરોજી,
કરજોડી અખો એમ બોલીયા, પ્રભુ મને પાર ઉતારોજી—એક૦

## ૧૭૦ ભજન

જા ઘર કથા નહિ કિરતન નહિ, સત નહિ મીજમાન',
તાઘર જમકે ડેરા દીના સાજ પડે સમશાના—જાઘ૦
પુન્યે' ફગરો ઈહિ ફિરતહે, કયા દિખલાવત અગા,
એક પલકમે ફના હોયગા, જેસા રગ પતગા—જાઘર૦
નાભી કમળમે નાવ ચલતહે, દ્વાદશ મીન ઠેરાના,
અધર તખ્તકા દેખા તમાસા સોઈ સતગુરૂકી સાના—જાઘર૦
ભેર વૈરાગે ગુરૂ ગમ જાગે, સતગુરૂ નામ નિશાના,
સાધુજનકી સેવા ન કીની, કિસવિધ હોય કલ્યાના—જાઘર૦

મેરી મેરી કર કર મુરખ, મિટો નહિ માન ગુમાના,
કહત કબીરા સુણોભાઇ સાધુ, કીન વિધ હોય કલ્યાના—જાઘર૦

૧૭૧ ભજન

લાચ ઘરેઘર લાગી, સતો કયા ઉગરીયે ભાગી,—ટેક૦
પાપ હતુ તે પૃથ્વીમા પરવર્યું, ધરતી ધધી જાગી,
હિંદુ મુસલમાન થયા હાલક ડોલક, ઉઠ્યા ઘર મેલી ત્યાગી–સતો
ઇંદ્ર ડોલ્યા ઇંદ્રાસન ડોલ્યા, લાત ગેબીની લાગી,
બ્રહ્માનંદ નવ માસ ડોલ્યા, લેહેર હવાની લાગી—સતો૦
ગુરૂબી જલીયા ચેલામી જલીયા, જલીયા મહા ત્યાગી,
બાર પથ ષટ દર્શન જલીયા, રાગીને બઇરાગી—સતો૦
ત્રણે ભુવનમા ત્રાસ પડીયા સત ન ડોલ્યા સુભાગી,
કહત કબીરા સુનો ભાઇ સાધુ, આતમ દર્શન અનુરાગી –સતો

૧૭૨ ભજન

મોકો રોકનેવાલા કોન, મગનમે જાઉં ચલી
ઇંડા હતા તબ બોલતા, બચ્ચા બોલત નાહી, ટેક૦
ષડ દર્શનમે સાચા પડીયા, ગોરખકુ ગમ નાહિ મગનમે૦
આગેસે તો આપ જનમીયા, પીછુ બડા ભાઈ,
ધામધુમસે બાવા જનમ્યા પીછુ જન્મી માઈ, મગનસે૦
આગેસે તો દુધ જમાયા, પીછુ દોઈ ગાય,
વાછરે ગાયકે પેટમે, વાકો દુધ હાટોહાટ વેચાઇ મગનસે
કીડી બાઇ ચલે સાસરે, નવ મણ કાજળ વાઇ,

હન્તી લીયા હાથમે, ઉટ ઝપટ લે જાઇ મગનસે૦
કહત કબીર ફકીર મસ્તાના, એહી પદ હે નીરવાઇ,
એ પદ તો કોઇ વિરલા બુજે, હમા ઉતર ગયા ખાઇ મ૦

૧૭૩ હજુરદાસના ભજન

માયા તે મતાનીરે, મોહ્યા જન મોટા મોટા,
લુટાયો એક પળમારે, વેરાગી જોગીયોના જોટા—ટેક
જટા ધારીને થયા જોગી, રાખ ચોળીને કરે રાન,
ભગવા વસ્ત્રને વાળે લગોટા, પછી આરોગે મુર પાન
ગાજો ભાગ પીનેરે કાઢે, ધુવાડાના ગોટા—માયા૦
નાઈ ધોઇને બાવો શરીરને નીરખે, ફરે મગન મસ્તાન,
આરતિ વેળા જ્યારે માણસ આવે, તેની પેલા થાય ગુલતાન,
તાન તો લાવીનેરે, પ્રીતે વગાડે ઘણુ મોટા મોટા—માયા૦
તીલક બતાવી માહે શરીરે તારે આડબધ બાધે કેશ,
દાતો વીકશીને જુએ દર્પણમા, એ કેવો વેરાગીનો વેશ,
ઘરોઘર ભટકેરે લાજ હીણા લગોટા— માયા૦
બાવો તે એક ને બે ત્રણ બાઈશ, બે ચાર બાળક બળ,
ધન ચારૂ બાવો ધુણી ધખાવે, પછી કુટી કાઢે કપાળ,
પરાયા માલ ખાઇનેરે, ડબરીના પોટા માયા૦
આટો વેચીને બાવો વ્યાજેરે આપે, બનાવે મેડીરે માળ,
જ્ઞાન પુછતા ગાળોરે ભાડે, રડી કરીને ઉડાવન લઇ,
દુખ્યાના પેટાણારે દુનીયામા કાઢે ડોટા માયા૦

## ૧૭૪ નથુરામના ભજન

જુઠી કાયા તારી જુઠુ ન બોલો, છુટશે તુને તારો ઘડનારો
જુઠી કાયા જુઠી માયા, જુઠા જગ ભરમાયારે,
અંતકાળે જાવુ એકલુ, મરમ કોઇએ નવ પાયારે —જુઠી૦
આરે જગતમા વહેલા વળશો, આવી ભાવઠમા ભરાણા,
સગા કુટુંબીની લાલચ લાગી તરીયાને બોલે બ ધાણા —જુઠી૦
અહિ પદારથ મોટુ પામ્યા ભજન કરી લે ગુરૂદેવના,
દુધ પુત્ર ઘર અંત ધનલક્ષ્મી, એફળ છે તારે સેવના —જુઠી૦
અરે જુગમા કેક નર ગયા, હથી ઘોડાના ચડનારા,
ઘટ ગભીર ગુણ ગાવે નથુરામ અહિ નથી કોઈ રેનારા—જુઠી૦

## ૧૭૫ ડુંગરપરીના—ભજન

કાચે ઘડે નીર કયુ રહે, કયુ રહે કાગળમા પાગરે
બગલા મોતીડાકુ કયા કરે, મોતી હંસા કેરા ચારારે,
વસ્તુ જોઈ જોઇ વોરીએ, એથી અવગુણ ન હોયજી—કાચે૦
દિપક વિનાના મંદિર કેસા, કેસા માટીકુ તાળારે,
ક્રિયા વિનાના જોગી કેસા, જેસા સમદર ખારારે,—કાચે૦
અંધા આરસીકુ કયા કરે, કયા મુરખકુ માળારે,
કાફર તસબીકુ કયા કરે, તીનસે તો હે ઊજારારે કાચે૦
પુત્ર વિના કેસી માવડી કેસેપાવૈયાકુ પાનારે,
ડુંગરપરી ગુરૂ પ્રતાપે બોલ્યા, સબ જુગ સારાહે કાચે૦

## ૧૭૬ ભજન

તારી અકલકળા નવજાણી, મેરેદાતા, અકલકળાનઓળખાણીરેજી ટેક.
પરથમ તો પેદા કરીયા, પવન જળ ને પાણી હોજી,
બહુ નામી તારૂ બીબુ બીરાજે, અનુભવે રમતો આણી—મેરે
એક બાડો બીજો બોબડો, એક દેવ દુજો દાણી હોજી,
એકને માથે ચમર બીરાજે, દુજો ભરે ઘર પણી—મેરે
રાજતો ‍ ાવણકુ દીજે, જરા મરણ નવ જાણીરે હોજી,
વડી પળમા લકા પરજાળી, કહેવા ન રાખી કાણી—મેરે
સુરતા રાખે તો એક શબ્દ સુણાવુ, વેદ સુણાવુ વાણીરે હોજી,
હાથ કર જોડી લખમણ બોલ્યો, અનુભવે રમતો આણી—મેરે

## ૧૭૭ ભજન લાવણી

કહાસે આયે કહા જાયગા, ખોજ કરો આગમ ઘરકી,
મીલે સતગુરૂ સાન બતાવે, ખોજ હેવે અતર ખડકી—ટેક૦
તીલક છાપ ઘરમાળા મુદ્રા, તીરથ વ્રત ભરે મટકી,
ગાય બજાવે લોક રીઝાવે, ખબર નહિ અપને ઘટકી—કહાસે૦
બાહીર બગ ધ્યાની હો બેઠો અતર સુરત ચલ ઘટકી,
ઉપર બદા ભીતર ગદા, મન મેલા મછલી ગટકી—કહાસે૦
કાજી કુરાન કીતાબ બખાને, જીવ જતો કરતા જટકી,
હરદમકી હીકમત નહિ બુજે, પકડી મુરગીકો પકડી—કહાસે૦
હિદુ તુરકા દોનુ ભુલે, ખટપટ નહિ તારી ખડકી,
જોગી જગમ જતી સન્યાસી, લાલચમાહિ રહ્યા લટકી—કહાસે૦

વિના સમજ સબ જીતની ન દોરે, ચિતનકી ન લહે ચટકી;
વેશ્નુદાસ બેહદકે બાસી, આવરણે ન રહે અટકી—કહાસે૦

૧૭૮ ભજન

દલ દરીયમા અખડ દીવો, દેખ્યા વિના મારૂ મન ડોલે,
ભ્રાંતિના ભુલ્યા ભવો ભવ ભુલ્યા, સતગુરૂ વિના તાળા કોણ ખોલે ટેક
ગગન ગુફામા ગુપ્ત ને ગેબી, બાર બાનન ઊપર બેઠે,
નુરતત્ત્વ પરનામ નીરજન, નુરતી ને સુરતી કોઇ સત ખેલે—દલ૦
આ કાયામા રતન અમુલખ, વસ્તુ ભરેલ માહે વણ તોલે,
સોહમ શબ્દકા કરી લે ગુજારા, મેરા સતગુરૂ માહે બોલે -દલ૦
પ્રીત જેની હશે પુરવ જનમની, ભુવા ધરમ અનાથ ભેલે,
શેલી સધ્યાના ચેતો મેરા ભાઇ, ફૂળ આવ્યા જેમ વૃક્ષ વેલે—દલ૦
જેણે લખ વ્યા ધણી હજુરના, અબતા રે જીવ હવે કેમ બીવે,
કહે રવીરામ ગુરૂ ભાણ પ્રતાપે, અજર પ્યાલા કોઇ સત પીવે—દલ૦

૧૭૯ રૂપિગજના ભજન

જમ દે નીત્ય ઝપાટાજે, કોઇ ચેતણ હાર ચેતો—રે૦
ઠીઠીઠીઠી દાન કાઢે શુ, પલમા બગડે પ્રિતિ,
મીઠી મીઠી મણાની બગડી, ચડપ આવી ગઇ ચીઠી—જ૦
માત પીતા જાણે સુત મારો, થાશે દિન દિન મોટો,
મોત નજીક આવે છે એક દીન, થાશે ખેલ સહુ ખોટો—જ૦
બધુ જાણે બવવ મારો, જીવે જુગ જુગ જોડી,
કળ અચાનક આવી પકડશે, તત નાખશે તોડી—જ૦

મોળ અ ગ શણગાર સજીરે, રોબડશા શુ રીજો,
એક દી લાલ વેરાગણુ બનવુ, વેષ બદલો બીજો—જ૦
દર્પણ લઇ શુ મુખડુ દેખો, સમજો જમની શેહમા
એક દી કરશે કાગ કુલહલ, ચડપ સુવાડે ચેહમા—જ૦
દારા પુત્ર પરિવાર તજીને, જાવુ મીલકત મેલી,
રૂષિ રાજ રઘુનાથ વીના નથી, કોઈ બરાબર બેલી—જ૦

૧૮૦ નીર્મળના ભજન

જ્ઞાની તો તેને કહીયેરે, ગુરૂ ચરણ રહે,
નીત ઉઠે જેની સુરતારે, ખેચીને ગુરૂ શરણ રહે—ટેક૦
જબસે શબ્દ કિયો ગુરૂ સમરણ, મિટ ગયે સકલ બિકાર,
આઠ પ્રહર કીયો ચોસઠ ઘડીયા છુટે નહિ લગાર
સચ તો તેની વૃત્તિરે, નીશ દિન લગી રહે—જ્ઞાની૦
જોત ન લાગી સો તન જાણે, ગુરૂ શબ્દકી બાત,
રોમ રોમ રગ હોઈ રહ્યા રે રરકારકી સાથ
શબ્દમે સુરતીરે, મણી જયુ નાગે મીલે
પોથી પઢ પઢ પડિતભુલે દેખે નહિ કછુ સાર,
ચાર વેદ ઢુઢે નહિ પાવે, ખટ દરશન કે પાર
અપાર દેશ ન્યારોરે કોઇ સત વિરલા લહે—જ્ઞાની૦
આદિ અનાદિ નામ ગુરૂનુ નીરખી લો નિર્ધાર,
નિરાલા વો સબહીસે ન્યારા ગુરૂ પરખે સુખકાર,
નિર્મળદાસ નિહાળેરે પ્રગટ ઘટ ઘટમા રહે—જ્ઞાની૦

## ૧૮૧ ભજન

રામ નામ પ્યાલેરે, પિલાવે કોઈ ગુરૂ સહી,
સચરાચર વ્યાપીરે, દેખી તો કાંઈ ખાલી નહિ—ટેક૦
પિયા પીયાલા ભયા મતવાલા શોમ શોમ પ્રકાશ,
ઓહ્‌ સોહ દોઉ ધ્યાન ધરતહે, સત પુરૂષકી પાસ,
આનદ ભયોં મનમારે, દુર્મતી દુર ગઇ—રામ૦
જો કોઇ મિલે શબ્દ કે ભેદુ, તો નીરખે નિરધાર,
નિરાકાર નીર્ગુણ અવિનાશી, ઝલકત જોત અપાર,
અપાર દેશ ન્યારોરે, નામ બીન કછુ નહિ—રામ૦
ચાર વેદ ખટ શાસ્ત્ર પઢ ગએ, પઢ ગયે સકલ પુરાણ,
વાદ વિવાદ કરે સતનસે, જ્યુ મરઘા વનમાય,
વસ્તુ તો તેરી પાસેરે, જગલ બીચ ઢુઢત ફીરહી—રામ૦
ચાર વેદ બ્રહ્માસે નીપજ્યા, તીન હુ ન પાયા પાર,
ઉનસે જ્યાદા કોન પઢેગા, નીકલ પડે જગ મ્હાર,
અકલ ગતિ તેનીરે, નીર્મળદાસે કહી—રામ૦

## ૧૮૨ તુલસીદાસની કાફી,

હોલો હોલી કહે છેરે, પ્રભુ મારી વારે ચડે,
બચ્ચા મારા માળેરે, તળે આવી ભીલ ખડો—ટેક૦
બાણ તાણીને ઉભો પારાધી, ઉપર આવ્યો બાજ,
દરમાથી સરપ જો નીકળે તો વણસે અમારા કાજ,
ગરૂડના ગામીરે આટી રાખી રખે રહો—હોલો૦

કહેતામા પ્રભુ પરવરીયા, તે સર્પ વીશે નીરવણુ,
પારાધીને પગે ડશીને, તતક્ષણુ લીધા પ્રાણુ,
ત્યાથી બાણુ છુટારે, બાજ આવી હેઠે પડયો—ડોલો૦
કઠણુ વેળામા કામજ આવે, ભજન કરે ભય જાય,
એવા સમરથ સ્વામી મુકીને, કોના પુજુ પાય,
ગુનેગાર તારોરે, તુલસીદાસ ખરો,—ડોલો૦

૧૮૩ ચેલૈયાનુ હાલરડુ,

હેરી તારે હાલરડે હળતાળ બળા ચેલૈયા જીવો ભાઇ
ચેલૈયા ખમા ખમા, ટેક૦
હેરી મા।નોધાગના આધારરે, બાળા ચેલૈયા જીવો ભાઈ,—ચેલૈયા
હેરીમારા ચાખડીઓના છડીદારરેબાળા ચેલૈયાજીવોભાઇ—ચેલૈયા.
હેરીમારે કણુતો ખુટયા કોઠારરે,બાળા ચેલૈયા જીવો ભાઇ—ચેલૈયા
એજી મારેહાલરડેહળતાળ,કુવર ચેલૈયા ખમા ખમાભાઈ—ચેલૈયા
એજી તારા મહેતાજી જુવે તારી વાટરે,
કુવર ચેલૈયા ખમા ખમા ભાઇ—ચેલયા

સાખી

અમે જાણ્યુ ચેલૈયાને પરણાવશુ જાડી જોડશુ જાન,
પણ ઓચીતા મરણ આવીયા,સ્વર્ગમાથી ઉતર્યા વેમાન બાળા૦
લીલી હોજો લીંબડી, એની શીતળ હોજો છાય,
બધવ રહેજો અબોલણો, તોય પોતાની બાય બાળા૦
કુવા ઢાકણ પાવઠુ જગની ઢાકણુ જાર,
બાપનુ ઢાકણુ બેટડો, એમ ઘરનુ ઢાકણુ નાર બાળા૦

ફળ વિના ઝુરે પીપળી એમ, બંધવ વિનાની ઝુરે બેન,
પુત્ર વિના ઝુરે માવડી, એજી તારે પીગળે પડીયેલ ખોટ બાળા૦
હે ઘર નમ્યુ તો ભલે નમ્યુ, વળી તુ કા નમ્યો ઘરનોમોભ,
જેના ઘરમાથી કપોતર ઉડયા, તેને જન્મોજનમનો શોક બાળા૦
હે મેલમા મેલો દુભડો, તેથી મેલો લોભ
તેથી મેલો સગાળશા વાણીયો, એતો મુવે પામ્યો મોક્ષ બાળા૦
હાથે પોચી હેમની, વળી ગળે એકાવન હાર,
જેને આગણે નહી દીકરો, હેરી તેના મઢીગીયા સુનકાર બાળા૦
જળ વછોઈ માછલી, ટોળા વછોઈ ગાય,
હરણ વછોઈ મૃગલી, એમ પુત્ર વછોયે માય, બાળા૦
ભાય મરે ભવ હારીએ, બેની મરે દશ જાય,
બાળાપણામા જેના માવતર મરે, તેને ચોદગના વા વાય બાળ૦
ચેલઈયાને સજીવન કીયો, લાગ્યો પ્રભુને પાય
ભોજલના સ્વામીને ભેટતા, પંડના પ્રાશ્ચીત જાય બાળા૦

૧૮૪ પદ—તારનુ તુટવુ

તુટયો મારો તબુરાને તાર,ભજન અધુરે રહ્યુ ભગવાનનુ -તુ૦
એક તુટતાખીંજાગે તાર અગ્યાર છે, જીવાળીમા નહિ હવેજીવજી,
પાર પડયા પોકારે, નખશીખ ન મનુ -તુ૦
તરગ પડી છેગે બાતલ તુબડે, લાગે નહિ ફુટી જતા વાર,
ખુટીનુ ખેચવુ રે, કાઇ ન કામનુ -તુટયો૦
રગ ચડેનો કાચે રે કહો તે કેમ રહે ?

થોડી ઘણી પોચી રહી જાય, ખેલખગડતા ખાગોરે,ભાનનજ્ઞાનનુ —તુ
સ્વર મેળવીએ શેમારે, તાલ બેતાલ છે, ઢોલકમા પણ કાઇ ન ઢંગ,
બધ થવુ તે બારૂ રે હરી રસ પાનનુ —તુ૦
ખરચી હવે ખુટીગે, બુટી હવે બીજીનથી,હરિ હવે ઝટ ઝાલો તમે હાથ,
કહુ શુ કામ ન મારે રે, ધન જન ધામનુ —તુ૦
કેશવ હરિની કરણીરે, કોઇ ન જાણી શકે, વાણી મન પાછા વળી જાય,
બળ ચાલે નહિ એમારે, મહા બળવાનનુ —તુ૦

૧૮૫ ભગવાનલાલ શર્માનુ ભજન

ઘડપણમા ગોવિદ ગાશુ ગુરૂરાજ, અમે ઘડપણમા ગોવિદ ગાશુ,
અમને હમણા નથી નવરાશુ ગુરૂ૦ ૧
ગુરૂજ્ઞાન અમે સાભળ્યુ તમારૂ, મુક્તપુરીનુ બતાવો છો બારૂ
પણ અમ રે કર્મે ચોટયુ કારભારૂ ગુરૂ૦ ૨
અમે મોટા કહેવાઇએ વેપારી, રાત દિવસ કરવી મગજમારી,
કથા કયા સાભળીએ તમારી ગુરૂ૦ ૩
અમારે ઘેરે ઝાઝુ દુઝાણુ, નિત્ય સાચવતુ સગાઓનુ ભાણુ,
પ્રભુ રસની વાતો કયાથી જાણુ ગુરૂ૦ ૪
હજી બાધવા છે બાગ્યો માળા, હજી થાવુ હજાર મીલવાળા,
કયાથી ફેરવીએ તમારી માળા ગુરૂ૦ ૫
એટલ ખની પુજીમા શુ કરીએ, ક્રોડ અબજ તીજોરીમા ભરીએ,
પછી નાતમા મોટેરા થઈ ફરીએ ગુરૂ૦ ૬
પાચ દીકરા વિલાયત ગયા છે, વહુ દીકરીને કજીયા થયા છે,
એવા ઘરમા ધમરોળા રહ્યા છે ગુરૂ૦ ૭

ચાડો કરમે નીકળી, કજીય ળી, વળી ગામમા સાળાને સાળી,
નિત્ય મનાવવુ પડે ભમરાળી ગુરૂ૦ ૮
આઠ વરસની ઉમર થઇ અમારી, તેશુ આખમા આવે છે તમારી,
હજી પરણવી છે નવલી નારી ગુરૂ૦ ૯
મર નાઇટના ખીતાબો લઇશુ, વાઇસરોયને આવકાર દઇશુ,
બીજી વાતો પછીથી કરીશુ ગુરૂ૦ ૧૦

૧૮૬ રાગ—રામગ્રી

કોઈ શુધ લાવે મારા નાથની, તેને નવનિધ આપુ,
મોતીડે વધાવુ તેહને, કષ્ટ કોડેથી કાપુ ટેક૦
સખી કોઇ સમજાવીને, ઘેર તેડી લાવે,
કઠણ હૈયાના કાનજી, સદેશો ન કહાવે—કોઈ૦ ૧
કોઈ ગુણવતી ગોરડી, પ્રીતમજીને પુછે,
શા માટે રીસાઇ ગયા, તેનુ કારણ શુ છે—કોઇ૦ ૨
મુજને મૂકીને જોગી થયા, કે કોઇએ ભરમાવ્યા,
કોને ભરૂસે મૂકી ગયા, હજુ ઘેર ન આવ્યા—કોઈ૦ ૩
કાઈ સમજણ પડતી નથી, રહુ નિત્ય ઉદાસી,
વસમુ લાગે મુને વિઠ્ઠલા, મથુરાના રે'વાસી—કોઈ૦ ૪
અનેક અપરાધ ક્ષમા કીજીએ, કહુ છુ શિર નામી,
વાલમ વ્હેલા આવજો, રણછોડના સ્વામી કોઇ૦ ૫

૧૮૭ ચાબખો

પ્રાણીઆ ભજી લેને કિરતાર આતો સ્વપ્નુ છે સસાર ટેક
ધન દોલત અને માલ ખજાનો, પુત્ર અને પરીવાર

તે તો તમે જોશો એકલા, ખાશો જમના મારરે—પ્રા ૧
ઉચી મેડીને અજબ ઝરૂખા ગોખ તણો નહી પાર
છત્રપતિ તો ચાલ્યા ગયા, તેના બાધ્યા રહ્યા છે બારરે—પ્રા ૨
ઉપર ફુલ્યા ફરકરે, ને હેઠે શ્રીફળ ચાર,
ઠીક કરી એને ઠાઠડીમા ઘાલ્યો, પછી પુઠે પડે પોકારરે—પ્રા, ૩
સેજ તળાઇ વિના સુતો નહી ને, કરતો હુન્નર હજાર,
ખોરી ખોરીને બાળશે જેમ, લોહુ ગાળે લુવારરે—પ્રા ૪
સ્મશાનમા જઇ ચેહ ખડકી, તે ઉપર કાષ્ટનો ભાર,
અગ્નિ મુકીને અળગા રહે, પછી અગે ઝરે અગારરે—પ્રા ૫
સ્નાન કરવા સૌ ચાલીયા, મળી નર સગાથે નાર,
ભોજા ભગત કહે દશ દહાડા રોઇને વળતી મુકયો વીસારરે—પ્રા ૬

૧૮૮ ચાબખો

જીવને શ્વાસ તણી સગાઇ વરમા ઘડી ન રાખે ભાઇ ટેક
બાપ કહે છે બેટો અમારો, મતા મગળ ગાઇ,
બેની કહે છે બધવ અમારો, ભીડ પડે ત્યારે ભાઇરે જીવને
લીપ્યુ ગુપ્યુ આગણુ ને કાઢયા વેળા થઇ,
અડશો મા તમે અભડાશો, એમ લોક કરે ચતુરાઇરે જીવને
ઘરની નારી ઘડી ન મુકે, અતે અળગી રહી,
ભોજો ભગત કહે કથ વળાવી, તરત બીજાને ગઇ રે જીવને

૧૮૯ ચાબખો

ભક્તિ શીશ તણુ સાટુ રે, આગળ વસમી છે વાટુ—ટેક
એક દીવસ તો અવી બની, રાજા મુરધ્વજને માથે,

કાશીએ જઇને કરવત મુકાવ્યુ, હરિજનને હાથેરે ભક્તિ,
સત્યને કાજે ત્રણે વેચાયા, રોહીદાસ ને રાણી,
ઋષિને વાસ્તે રાજા વેચાણો, ભરવાને પાણીરે ભક્તિ
પેહેરો પટોળા પ્રેમના તમે શૂરવીર થઇ ચાલો,
ભોજો ભગત કહે ગુરૂ પરતાપે અમગપુરી મહાલોરે ભક્તિ

૧૯૦ ચાબખો

દુનિયા દિવાની કહેવાશે, ભુડી ભાનોમા ભટકાશે—ટેક
પાપ જયારે એનુ પ્રગટ થશે, ત્યારે ભુવા જતી ઘેર જાશે
ધુણી ધુણી એની ડોકજ દુખશે, ને લેનારો લઇ જાશેરે દુનિયા ૧
સ્વર્ગમા નથી સુપડુ ને, નથી ખાડણીઓને ઘટી,
દુધ ચોખાના જમનારા તમે, કેમ કરી જમશો ખટીરે દુનિયા ૨
ઢોગ કરી ધુતવાને આવે ત્યારે, હાથ બતાવવા સો જાશે
કયારે આના કર્મનુ પાનુ રે ફરશે, અનેકયારેપુત્રજ થાશેરે દુનિયા૩
કીમીયાગર કોઇ આવી મળે ત્યારે, ધનને વાસ્તે ધાશે,
ભોજો ભગત કહે ભ્રમણામા ભમતા, ગાઠની મુડીગુમાશેરે-દુનિયા૪

૧૯૧ ચાબખો

એવુ દુખ જગતમા ભાળીરે, પરણી નાર પીયર પાછી વાળીરે ટેક
કડલા કરાવુ ત્યા કાબીએ વળગે, વીછીયા લેવરાવે સો વાળી,
ચણીઓ શીવડાવુ ત્યાસાડલો માગે, કાપડુ કરાવે ગજીઆણીરે ૧
ધાર્યુ ન થાય તો કરે ધીગાણા, છાજીઆ લેતી ચાલી,
તપ કર્યા વિના તરીયા નરનુ, પેટડુ નાખે પ્રજાળીરે એવુ ૨

બે ચાર બાળકાને બે ચાગ્બાળકી, પેટડા નાખે બાળી,
ખાવુ કરતા ખસવા દે નહી, જાતા રાખે ઝાલીરે એવુ ૩
એક કહે મને ગરીબી એક કહે મને ઝારી,
ભુતડાની પેઠે વળગે ભેગા થઇને, ગર્થ કરાવે ખાલીરે એવુ ૪
ચેતે નહી તો સુખ ન પામે, પેટમા નાખી પાળી,
ભોજેભગતકહે હરી ભજવા નદે તેને ઘરમા રાખે કોણઘાલીરે એવુ ૫

૧૯૨ પદ

મન માને નહી, આ કેગ સમજાવુ તોય શુ થાય,
બળ કઠણ કઠોર, ચચળ ચોર ચપળ ચિત ચોદસ ધાય
મન ભુત તણી પેરે ભમતુ, ચાલે માયાની સાથે રમતુ,
એને હરી ભજવાનુ નથી ગમતુ મન
મન નિર્લજને લજ્યા ન નળે, પીળુ ભાળે પોતાને કમળે,
લઈ નાખે માયાને વમળે, મન ૩
જેમ કુકર માથે માર પડે, તોય આવી ઉભુ દ્વાર અડે,
ફળ દેખીને મરકટ ઝાડ ચડે, મન ૪
જે જમ કિકરનુ દુખ જાણે, તો મિથ્યા સુખને સીદ માણે,
ગયો અવસર ઉરમા નવ આણે મન ૫
કહે પ્રીતમ પરપચ પરહરતા, શુધ ભાવે હરીનુ સ્મરણ કરતા,
કાઇ વાર નહી ભવજળ તરતા મન. ૬

૧૯૩ પદ

હરી ભજન કરો, ભય ભાગે જમદુતનો, ભક્તિ ભાવે,
અતકાળ સમે, હરીનુ બહાનુ હોયતો, જમ શીદ આવે. ટેક.

જેને છાપ તીલક તુલસીની માળા, જેને મુખડે ગોવિંદ ગોપાળા,
તેને શુ કરશે જમડા કાળા હરી ભજન કરો ૧
જેને બાનાનો પરતાપ છે, જેને "ભગત" નામની છાપ છે,
તેને લખચોરાશી માફ છે, હરી ભજન કરો ૨
જેનુ જાહેર છે જુગમા બાનુ, કે ચૌદએ લોકમા નહી છાનું,
ધર્મ રાજા શીદ ખોળે પાનુ, હરી ભજન ૩
હરીનુ બાનુ દેખી જમ ત્રસે, જમ દુર થકી નાવે પાસે,
જીવ લેઇ જાતા વળી ત્રાસે, હરી ભજન ૪
એવુ જાણી હરી સ્મરણ કરીએ, કાંઇ અંતરગત સાધન ધરીએ,
કહે પ્રીતમ ભવસાગર તરીએ હરી ભજન કરો ૫

૧૯૪ પદ

સાચી કોની સગાઈ, સંસારમા સાચી તે કોની સગાઈ ટેક
માત તાત કહે આતો મારો પુત્ર પ્યારો, જ્યાં ત્યાંથી લાવે કમાઈ
બંધવ કહે એતો બેલી છે મારો, ભેળા રળીશુ બે ભાઈ સ૦ ૧
બેની કહે મારૂ પીઅર છે પ્રૌઢુ, સંસરવાંમો કરવાની બડાઈ,
સ્ત્રી કહે અભીલાખ પૂરો મારો, બીજી નહી ચાલે ચતુરાઇ સ ૨
અંતસમે અળગા રહેવાના, જ્યારે જમડા આવે ધાઇ,
કૃષ્ણ ભજન વિના કેશનુ તાપણુ, ન રાખ નીપજે જરાઈ સ ૩
પ્રીય પરમાર્થ મૂકી સ્વારથ, કર કર સત્સંગ સુખદાઇ,
કહે પ્રીતમ તેને પ્રભુ પમાડે, પ્રેમનો પ્યાલો પાઇ સંસારમા ૪

૧૯૫ પદ

પામર પ્રભુ રસ તે શુ પીએ, જુગમા હરીનારે જન,
ખર શુ ખાઇ જાણે ખીરને, મલકે ઉકરડે મન,—પામર
બગલા મોતીને શુ કરે, મોતી ચુગે મરાળ,
પાનના બીડા શા પાડાને, પાડો શોધે પરાળ—પામર,
અધા આગળ શી આરશી, સમજે છાણુા સમાન,
બેહુરા આગળ શુ બોલવુ, કેમ કરી ઉઘડશે કાન—પામર
ભમરે ગીગાને ભોળવ્યો, બધો દેખાડયો બાગ,
જોતા વાડીના ઝાડવા, ભળ્યો વિષ્ટાનો ભાગ—પામર
અનના ભાન શા ઉંટને, રીઝે ઝાખરા જોઇ,
ઇતડી વળગીરે આડણે, પીયે પય તજી લોહી,—પામર
શ્વાન ના સમજેરે સપમા, અગણીત દે ઉપદેશ,
નજરે નાતીલો નિહાળીને, દીલમા દાખવશે દ્વેશ—પામર
પુરૂષારથ નહી છે પાવૈયો, નામ એક લેતા જણાય,
કાળી કામળને કરમજનો, રગ ન ચઢે રૂષીરાય—પામર
ખાતા પીતા બોલતા, સુતા બેસતા સાર,
કહે પ્રીતમ તજીએ નહી, અતમ તત્વ વીચાર—પામર

૧૯૬ (લ્યો ફુલની વેલી—એ રાહ)

'બસી બજાને વાલા'! [૨] બસી બજાઓ લાલારે! બ૦
બસી મધૂરી વાગે, મીઠી શ્રવણુને લાગે!
સુણતા ત્રિભુવન જાગેરે! બસી૦

કામણ ભર્યું મુરલીમા, મોહ્યો મધૂર મુરલીમા !
ગાડો બન્યો મુરલીમારે ! બ સી૰
બસી હૃદય લલચાવે, મુરલીધર નામ જપાવે !
ગુણગાન શકર ગાવેરે બ સી૰

૧૯૭ ગઝલ

કનૈયા કા'ન ઓ મ્હારા ! બજાવો બાસરી પ્યારા ! ટેક
મધુરી બાસરી વાગે, સુકોમળ કાનને લાગે,
રસીક હુ બાસરી રાગે, અજબ જ્યોતી હૃદય જાગે
ઢળે અ તર અમીધારા ! બજાવો બાસરી પ્યારા !–કનૈયા
ભૂલીને ભાન હુ ભટકુ, સુણાયો શબ્દ આ કયાથી ?
દિવાની યે દિશે દોડુ, ઝમકતો નાદ એ જ્યાથી,
દિયો દર્શન દયાવાળા ! બજાવો બાસરી પ્યારા !–કનૈયા
કહે છે લોક કાનુડો, અજબ જાદુ જરૂર જાણે,
અહાહા ! ! બસીના નાદે, નગર નરનારીને તાણે,
ત્રિકમ તાએ–બનુ તારા ! બજાવો બાસરી પ્યારા !–કનૈયા
ગમે તે લોક છો બોલે, તમો પર પ્રેમ છે મ્હારો,
ઉગારો આપની દાસી, ભરૂસો છે મને તારો,
નરોત્તમ ના થશો ન્યારા ! બજાવો બાસરી પ્યારા !–કનૈયા
કહે શકર કનૈયાની, સુણીને 'બસી' હા ! સુદર !
બની ઘેલી સકળ ગોપી મધુરો નાદ એ મનહર !
વિભૂ વસજો હૃદય મ્હારા ! બજાવો બાસરી પ્યારા !–કનૈયા

## ૧૯૮ તોટક-૭૬

રટવા રણછોડ તને ન ગમે, ઘરકાજ મહીં મન તારૂ ભમે,
નવ એક ઘડી ઇશન સમરે જગમા જનમી હરિને વિસરે !
સુત નાર અને ઘરબાર મહીં, મન ત્હારૂ ફરે મશગૂલ થઇ,
યમનો ભય શિર પરે લટકે, પણ મૂરખને ન જરા ખટકે !
ધન ધામ થકી મસતાન ફરે, નવ નાથ તણી દરકાર કરે,
દુખ આવી પડે વિભૂને સમરે, સુખમા કદીએ નવ યાદ કરે!
રઘુનાથ ભજે ભવ દુખ જશે, સહુ પાપ ટળી મન શાત થશે,
મનવા ભજને ભવતારકને, જગનાથ વિના નવ કાજ બને !
હરિને સમરે સહુ દુખ ટળે, ઈશને સમરે મન ગ્હાય મળે,
રણછોડ વિના રણ કોણ હરે ? કિરતાર વિના કુણ હાથ ધરે?
સુણ શકરની શિખ આ મનવા ! સુખ થાય હમેશ બતાવુ દવા
રટજે રસથી જગનાયકને, કર યાદ સદા સુખદાયકને !

## ૧૯૯ ગઝલ

હરિ હરદમ ભજો ભાઇ ! 'પલકમા પ્રાણ જાવાનો !'
 કરો સત્કમ તો કાઈ, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
સગા સસારના છોડી, જીવનના તારને તોડી,
 શરીર રૂપ કુભને ફોડી, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
મુકી ધન માલ ને માળા, બગીચા બાગ ફૂલવાળા,
 તજી સસારની શાળા, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
ત્રીય તન માતને મેલી, પિતાના પ્રેમને ઠેલી,
 લઇ પુણ્ય પાપની થેલી, 'પલકમા પ્રાણ જાવાનો ! હરિ

મૂરખને મીષ્ટ પય દીધુ, હઠીલે હાથ ના લીધુ,
હળાહળ વીષ હા ! પીધુ, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ.
ઘણી વ્હાલી ગણી માયા, હરિના ગુણ ના ગાયા,
તજીને કારમી કાયા, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
નથી ત્હે ક્રોધને ટાળ્યો, ન પાપી કામને બાળ્યો,
બધો ભવ લોભમા ગાળ્યો, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
મનુષ્યા દેહ છે મોઘો, ગુમાવો કા ગણી સોઘો ?
અરે ! શુ ઉઘમા ઉઘો ? 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ.
ગુણો ગોવિંદના ગા તુ ! ભરી લે ભકિતનુ ભાથુ,
ખરૂ ફળ ખતથી ખાતુ ! 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ
ઊરે ટયો અર્જ અતરની, સ્વિકારો શિખ શકરની,
કરોને ભકિત ભુધરની, 'પલકમા પ્રાણ જાવાનો !' હરિ.

૨૦૦ [ઓધવજી સદેશો કહેજો શ્યામને—એ રાહ]

ત્રીકમજી તારો છે મારે આશરો,
નેહ નજરથી નિરખો નટવરલાલ જો,
ભવસાગરમા ભુલો ભટકુ ભુધરા,
શરણે લેજો જાણીને નિજ બાળજો ! ત્રીકમજી
નામ કદી નારાયણનુ લીધુ નથી,
નથી કર્યું મ્હે પરોપકારી કામ જો,
જપ તપ તિરથ દાન ધર્મ કીધા નથી,

માફ કરો રાધા વર શ્રી ઘનશ્યામ જો ! ત્રીકમજી
માયામાં હુ મસ્ત બનીને મ્હાલતો,
હુપદમા શ્રી હરિ વિસાર્યો છેક જો,
ધામ, ધરા, ધન, કાજ કપટ કૈ કૈ કર્યા,
જપ્યા નહિ જગદીશ્વરને પળ એક જો ! ત્રીકમજી
ધનવતાને માન દઇ બોલાવતો,
નિર્ધન જનનુ કરતો હુ અપમાન જો,
મેળવવાને મોજ બહુ ધન વાવર્યું,
નાચ રગમા ગેજ ગ્હો ગુલતાન જો ! ત્રીકમજી
સત જનોની સેવાથી અળગો રહ્યો,
નથી કર્યું મ્હે જ્ઞાન સુધારસ પાન જો,
કામી થઇને કર્મ કર્યા મ્હે કૈ કુડા,
થરથર કપુ જ્યારે આવ્યુ ભાન જો ! ત્રીમકજી
અપગ જનને આશ્રય મ્હે આપ્યો નથી,
દેશ હીતનુ કાર્ય કર્યું નવ એક જો,
ખર મિત્રોની મોજ મહી ધન વાવર્યુ,
યૌવન મદમા છકયો હતો હુ છેક જો ! ત્રીકમજી
દેવ તણે દર્શન જાતા પગ દુખતા,
ભજન મડળીમા નવ લીધો ભાગ જો,
નૃત્ય અને નાટકમા સહુ પહેલો જતો,
ખોયો મ્હે શ્રીનાથ સ્મરણનો લાગ જો ! ત્રીકમજી

અવિનાશી અરજી આ અતરમા ધરે',
ભક્તિ માગુ ભવતારક ભગવાન જો,
શકરના સ્વામિ સદ્બુધ્ધિ આપજો,
તુજ ઇચ્છાથી ટળે સકળ તોફાન જો ! ત્રીકમજી

૨૦૧ [દેખુગી પ્યારે અજબાકા મુખડા—એ રાહ]

કાપોરે ! દુર્બુદ્ધિ દયાળુ ! [૨]
આપો ! આપો ! આપો ! આપો ! આપોરે ! સદ્બુદ્ધિ કૃપાળુ ! કા
મોહનવર છો ! શ્યામ સુદર છો !
ટાળો દુખ આ
મ્હારૂ ! મ્હારૂ ! મ્હારૂરે ! મોહનજી માયાળુ ! કાપોરે
ભર દરિયામા ભૂલો પડયો છુ !
ડુબી મરૂ છુ
તારો ! તારો ! તારોરે ! ત્રીકમજી કૃપાળુ ! કાપોરે
દીન શકરની અરજ સ્વીકારો !
જયા ત્યા તમને
ભાળુ ! ભાળુ ! ભાળુરે ! સર્વ નિહાળુ ! કાપોરે

૨૦૨ મહીદીપ-છદ

જય ! જય જગનાથ ! હાથ ઝાલીને ઉગારો !
દુખ છે અનેક એક, આશરો તમારો !
ભવનિધી વિષે તણાય, નાથ ! નાવ મ્હારૂ !
કે નથી ઉપાય તાત ! શર્ણ છે તમારૂ !

કામ ક્રોધ મોહ લોભ, નાવમા ભરાયા !
પાપ કેરા પોટલા, અપાર ઉભરાયા !
જ્ઞાન શઢ તુટી ગયો, ગર્વ વાયુ વાયો !
અજ્ઞાન અધકાર ઝટ, અતરે છવાયો !
નાવ જો તણાઈ નરક ખડકમા કુટાશે !
દુષ્ટ જીવ તણી હાય ! દુર્દશાજ થાશે !
પાપ તો અમાપ બાપ ! જન્મ ધરી કીધુ !
મુક્તિની ન યુક્તિ જાણી, વિષય વારી પીધુ !
આપનુ લગાર વાર, નામ ના જપાયુ !
મોજ શોખમાજ હાય ! આયુ સૌ ખપાયુ !
પણ હવે દયાળુ દેવ ! દિલ દયા લાવો !
જ્ઞાન હાથ આપી નાથ ! નાવને બચાવો !

૨૦૩ ગઝલ

સદા સસારથી છટકયા ! ‘ છતા જગનાથ ના જોયા !
બની બાવા બધે ભટકયા ! ‘છતા જગનાથ ના જોયા !’
બનારસ દ્વારકા બદ્રી, ગયા ગોકુળ મથુરાના,
અયોધ્યા આવીને અટકયા ! ‘છતા જગનાથ ના જોયા !’ સ
ગુફા ગિરનારની ગોતી, હિમાલય ને હરિદ્વારે,
ફરીને ટાટીયા ફટકયા ! ‘છતા જગનાથ ના જોયા !’ સ
અતિ તપ તાપમા કીધુ, ઘણુ દુ ખ દેહને દીધુ,
અહા ! ઉધે શિરે લટકયા ! ‘છતા જગનાથ ના જોયા !’ સ

નદીના નીરથી ન્હાયા, દમી ઊપવાસથી કાયા,
પૂજામા પ્રાણ છે પટકયા ! 'છતા જગનાથ ના જોયા !' સ
થયા જોગી જટાધારી, વિભૂતિ ભાવથી ચોળી,
મરણ ભયથી નહિ ભડકયા ! 'છતા જગનાથ ના જોયા !' સ
પઢયા પુરાણ રામાયણ, મહાભારત ભણ્યા ભાવે,
અનીતિને નહિ અડકયા ! 'છતા જગનાથ ના જોયા !' સ
કહે શકર તપાસી જો ! હૃદયમા શ્રીહરિ રાચે,
નકામા ભવ વિષે ભટકયા ! 'છતા જગનાથ ના જોયા !' સ

૨૦૪ ગઝલ

ફસાયો મોહને ફાસે બચાવો ! કો' કનૈયાને !
સકળ ગોપી મળી ઘેર્યો ! છુડાવો કો' કનૈયાને ! ફસાયો
અરે ! અવળી વહે ગગા ! રહુડે નીર નેવના મોભે !
ડુબે છે નાવમા નદીઓ ! બતાવો કો' કનૈયાને ! ફસાયો
પ્રથમ જે કૃષ્ણને દેખી અહા ! ઘેલી થતી ગોપી !
બન્યો તે ગોપીમા ઘેલો ! જગાવો ! કો' કનૈયાને ! ફસાયો
મધુરી બસીના નાદે ! સકળ કુરબાન તન કરતી' !
પડી શુ બધ એ બસી ? જગાવો ! કો' કનૈયાને ! ફસાયો
હતો નિર્લેપ જે યોગી ! બન્યો તે લુબ્ધ લલનામા !
પરાધિન પિજરે પેઠો ! ઉડાવો ! કો' કનૈયાને ! ફસાયો
કનૈયો નિજને ભુલી ! ,બન્યો સૌન્દર્યનો બદો !
અલાકિક પ્રેમની બસી ! સુણાવો કો' કનૈયાને ! ફસાયો

કરે છે હાસ્ય સૌ ગોપી ! કનૈયાનુ હૃદય રોતુ !
કરાવી જયોતની ઝાખી ! હસાવો કો' કનૈયાને ! ફસાયો,
કથે શકર સિતમ વરસે ! સળગતી આગ અતરમા !
અખડાનદનુ દર્શન કરાવો કો' કનૈયાને ! ફસાયો

૨૦૫ સુદર શામળીયા નામ જપીશ નિત્ય તારૂ—એ રાહ.

હે ! મનડા મુરખા ! માન કહ્યુ રજ મ્હારૂ,
નાહક ના ધુળ ખા ! અરે ! થશે શુ ત્હારૂ ? ઓ
પાતાળે ચચળ થઇ પેસે, પ્હાડ પર પળમા જઈ બેસે,
આભની ખબરો પણ લેશે, પાણીમા પણ સ્હેજ પ્રવેશે,
હરિ ભજવુ નહિ પ્યારૂ ! ઓ મનડા મૂરખા !
ચેત ! ચેત ! અવસર આ જાયે, હરિ ભજવાથી દુ ખ દૂર થાયે
માયામા તુ કા લપટાયે ? 'શકર'ની જો શિખ મનાયે,
તો ભજ ! પરમ કૃપાળુ ! ઓ મનડા મુરખા ?

૨૦૬ ગઝલ સોરઠી–[હરિગીતમા પણ ગવાશે]

તેડુ થયુ કિરતારનુ, માન્યા વિના 'કયમ—ચાલશે ?'
ઝાખી થઈ જમદૂતની, જાવા વિના 'કયમ--ચાલશે ?'
જાવુ મજલ મ્હોટી તહી ! તૈયારી કૈ કીધી નહિ !
ભાથુ ભર્યું ના સાથ કૈ ! ભાથા વિના 'કયમ—ચાલશે ?'
શણગાર ધારી અગમા ! રમતો ત્રિયાથી રગમા !
રામા ન આવે સગમા ! રામા વિના 'કયમ—ચાલશે ?'
મિત્રો મહી તુ મ્હાલતો ! ફક્કડ બની ફરતો હતો !

ના એકલો કે એ જતો ! સોબત વિના 'કયમ—ચાલશે ?'
સેવક તણા સહવાસમા ! હુકમો કર્યા હુલ્લાસમા !
નોકર મળે ના સાથમા ! ચાકર વિના 'કયમ—ચાલશે ?'
સુખ ભોગના સાધન ઘણા ! હાજર હતા. ક ના મણા !
અતે ન કીધા આપણા ! તેના વિના 'કયમ—ચાલશે ?'
માયા અને મિલકત ખરે ! મુકી જવુ પડશે—અરે !
નાણા નકામા આખરે ! નાણા વિના 'કયમ—ચાલશે ?'
પરમાર્થ તો પ્રીતે કરો ! ભકિત તણુ ભશ્રુ ભરો !
કલ્યાણ—કાયાનુ કરો ! તેના વિના 'કયમ—ચાલશે ?'

૨૦૭ જય દેવ ! જય દેવ !

જય ! જય ! પરમાત્મા ! પ્રભુ જય ! જય ! પરમાત્મા !
અશરણ શરણ વિભુજી (૨) શ્રીધર પરમાત્મા ! જયદેવ !
સુખ કર્તા, દુ ખ હર્તા, દીનબધુ દેવા—પ્રભુ દીનબધુ દેવા !
ભવતારક ભુધર છો ! સદા કરૂ સેવા ! જયદેવ !
વિશ્વભર,વનમાળી,સુખકર શામળીઆ—પ્રભુ સુખકર શામળીઆ !
નરહરિ, નટવર, નાગર (૨) બળદાયક બળીઆ ! જયદેવ !
જગકર્તા, જગનાયક,જગદીશ્વર સ્વામી—પ્રભુ જગદીશ્વર સ્વામી!
અકળ કળા કરનાર (૨) નમુ હુ બહુ નામી ! જયદેવ !
દીન શકરની અરજી, અતરમા ધરજો—પ્રભુ અતરમા ધરજો !
સદ્દગુણ ભકિત ભરજો (૨) મમ દુર્ગુણ હરજો ! જયદેવ !

| અનુક્રમ | — અનુક્રમણિકા — | પૃષ્ઠ |
|---|---|---|